**ફાકો,** પું૦ ફાકવું તે; ફાકડો. ( ૨ ) ફાકવાનો ભુકો તે; ચૂર્ણ. ( ૩ ) હથેળીમાં લઇને ફાકી જવાય એટલો જથો-મવો તે; અંદાજે એકવાર ફાકય ગટલું તે. ક્રિ૦ પ્ર૦ ફાકો મારવો=ફાકવું; આટા કે ચૂર્ણ જેવી ચીજને હાથેળીમાં લઇ મોમા નાંખવી.:-ખાંડ ખેખતાં ખેખતા તો છો. કરો એ ત્રણ ફાકા મારી ગયો.:-અમને જે ફાકો મુઠી મળે તે ખાજો.

**ફાગ,** પું૦ વસંતઋતુ. (૨)હોળીમાં ગવાતાં જે શૃંગારનાં પદ તે; હોરીઓ (૩) હોળીના દહાડાઓમાં જે ખુલ્લું ભુંડું બોલવામાં આવે છે તે. ( ૪ ) દિયર ભોજાઇની હોળીના રંગની રમત તે.

**ફાગણ,** પું૦ [सं. फाल्गुन] વિક્રમસંવતનો પાંચમો અને શાલિવાહન-શાક સંવતનો અગિયારમો, તથા ઉનાળાના પહેલો મહીનો તે; વસંતમાસ.

**ફાગણિયું,** ન૦ નાની વહુવારૂઓને પહેરવાનું ઝીણા મુલાયમ પોતનું અને કાચા રૂપાળા રંગનું વાસંતિકવસ્ત્ર; ઝીણા પોતનો સાલ્લો; વસંતઋતુને શોભે એવું ઝીણું ને ફૂલવાર વસ્ત્ર

**ફાચર,** સ્ત્રી૦ ફાડ; લાકડાની તડમાં અને કુહાડી વગેરેના ઢીલા રહેતા હાથાઓમાં ઠોકી બેસાડવા જેવો લાકડાનો કકડો તે. (૨) ફાંસ; નડતર; આડખાલી; હરકત કરવી તે. ( ૩ ) સુતારનું ઓજાર. ( ૪ ) ચિતાળ; કમઠાળ. રૂ૦ પ્ર૦ ફાચર મારવી= વાંધો પડે-અટકી જાય-મુશ્કેલીમાં પડે એમ કરવું; હરકત કરવી; ફાંસ મારવી. આડખીલી દેવી; ચાલતું અટકાવી નાંખવું.

**ફાચરૂં,** વિ૦ પહોળું; વલ્લું; છાછરૂં.

**ફાચરો,** પું૦ લાકડાનો કકડો; ચિતાળ.

**ફાજલ,** વિ૦ ( અા. ) વધેલું; બાકી રહેલું; કામમાં નહિ આવતું; ફાલતું:-ફાજલ પુરાંત. ( ૨ ) નિરૂપયોગી; નકામું.

**ફાજેલ,** વિ૦ ( फा. ) વિદ્વાન; વિદ્યાવાન; પંડિત. ( ૨ ) શાણું.

**ફાટ,** સ્ત્રી૦ ફાટેલું—વચમાંથી કે અમુક ભાગમાંથી ચિરાયેલું તે; ચીરો; તડ; ફાટમાંથી આખી વસ્તુમાં પડેલો જે લાંબો ચીરવટો તે;. આંતરો. ( ૨ ) વિચારમાં જુદું પડવું તે; તડ; ફુટ; વિરુદ્ધતા; વિચારાંતર; ભેદ. ( ૩ ) બહેક; તોર; ફાટેલપણું; હુંપણાનો ગર્વ; છાક; ફાટય. છકેલપણું. ( ૪ ) ફાડવું-ફાટવું લુગડાંનું ફાટવું તે.:-નવી વહુને લુગડાંની બહુ ફાટ છે. રૂ૦ પ્ર૦ હૈયાફાટ-છાતીફાટ =હૈયું ફાટી જાય એમ, અર્થાત્-બહુજ ઉગ્ર-આકરું હૈયાફાટ રોઇ.

**ફાટક,** સ્ત્રી૦ બારણું; દરવાજો. (૨) બખારૂં.

**ફાટફુટ,** સ્ત્રી૦ એકયમાં પડેલો મત ભેદ તે; કુસંપ; સ્નેહભંગ; વિરોધ; ફાટાફાટ.

**ફાટવું,** ક્રિ૦ અ૦ આખી વસ્તુમાં ફાટ પડવી; ચિરાવું; તરડાવું તડ પડવી. ( ૨ ) તૂટવું; છુટાથવું; ભેદ પડવો; એકતામાં આંતરો પડવો. ( ૩ ) બહેકવું; ચળવું; છકીજવું; અવિવેકી થવું. વહીજવું મર્યાદાની બહાર જવું (૪) ફૂટવું; ચીરીને બહાર નીકળવું; ઉગવું. ( ૫ ) મસ્તીએ ચઢવું; વિફરવું. ( ૬ ) ગર્વ આવવો-અભિમાનથી ફુલાવું; તોર-ઉધ્ધતાઇ કરવી. ( ૭ ) ચિંતા અથવા શોકથી-ગભરાવું; મુંઝાઇ મરવું; અકળાઇને બેહાલ બનવું; ના હિમ્મત-હતાશ થઇ જવું; તૂટી પડવું. ઉ૦ હૃદય ન પડે ફાટી દુઃખે દળાઇ પીડાય છે. ( ૮ ) કકડે કકડા થઇજવું; આંચકા ભેર ફુટી ને ઉડીજવું.:-તોપ ફાટી. (૯) પહોળું થવું; ખોલવું; વિસ્તરવું; સ્ફુટ થવું. હવે જુવાની ફાટી છાતી ફાટીને મરણ થયો. ક્રિ૦ પ્ર૦ ફાટીજવું=જીર્ણ થઇ ટુકડા થઇજવા; વપરાય એવું નહિ રહેવું.:- લુગડાં બધાં ફાટી ગયાં ૨ વહી જવું; નિર્લજ્જ થઇ જવું; બહેકીજવું; ચળી જવું. ફાટી નાકળવું=જોર ભેર પ્રકટવું;

ઉછળી આવવું. ત્યાં કોલેરા ફાટી નીકળ્યો છે. **ફાટી પડવું**=ઓચિંતું એકાએક મરણ થવું; અચાનક મરી જવું. ૨ એકદમ નાશ પામવું; ભાગી-છિન્નભિન્ન થઇજવું. ઉ૦ ફટ દઇ ફાટી પડજો, કલમ કવિની અનીતિ લખનારી. ક. દ. ડા. **કૂખ ફાટવી**=છોકરાં થવાં:-પુરૂષની જાંગ ફાટે તો એની કૂખ ફાટે, અર્થાત્ છોકરાં થવાં સંભવિતજ નથી. **પહો ફાટવો**=વહાણું વહાવું; સવાર પડવું; દિન ઉગવો:-પછી પ્હો ફાટતાંજ રણવાદ્ય વાગ્યાં ને લડાઇ શરૂ થઇ. **રોગ ફાટવો**=એકદમ કોઈ વ્યાધિ ચાલુ થવો. **વાંસો ફાટવો**=બરડામાં પીડા થવી. વાયુથી પીડ દુખવી. **પેટ ફાટવું**=સ્વજનમાં કુસંપ થવો છોકરાંમાં-સગાં સ્નેહીઓમાં ફાટફુટ અને દગો થવો; સ્વજનમાં ફુટ પડવી. રૂ૦ પ્ર૦ **ફાટ્યા જોડામાં સૌ પગ ઘાલે**=નબળાને સૌ વિતાડે, પોચામાં સૌ લાતમારે. દુઃખ દુઃખ સૌ કરે. **ફાટ્યામાં વાત**=ગર્વનું ચઢાઉપણું તે; બહેક; વંઠ્યામાં વાત હોવી તે; ઉધ્ધત-નિર્લજ્જ વેડા તે. કહે૦ **પેટ ફાટ્યું ત્યાં ક્યાં પાટો બાંધવો**=સ્વજનમાં ફૂટ પડે-ઘર ફુટે ત્યાં શો ઉપાય. **આભ ફાટવું**=મોટો દરોડો પડવો; પુષ્કળ માણસ-વસ્તુ વગેરે ઉભરાઇ જવાં. અમાપ-અસંખ્ય વસ્તુ-માણસ વગેરેનો ઓચિંતો-એકદમ ઉભરો-ભરાવો થઇ જવો. **આભ ફાટ્યું ત્યાં ક્યાં થીગડું દેવાય**=ન પહોંચી વળાય એવી બાબતનો શું ઉપાય-પ્રતીકાર શો?

**ફાટાફાટ**, સ્ત્રી૦ ફાટફુટ.

**ફાટું**, વિ૦ ફાટેલું હોય તેવું:-ફાટું તૂટું લુગડું. ( ૨ ) ઉઘાડું; ખુલ્લું; ભુંડું:-ફાટું ફાટું શું બોલે છે. ( ૩ ) ચળેલું; બહેકું; નિર્મર્યાદ; ફાટ્યું; ફાટેલું.

**ફાટેલ**, વિ૦ ફાટેલું; તૂટેલું; ચિરાયેલું. ( ૨ ) ચળેલ; ઉદ્ધત; નિર્લજ્જ; આવવેકી. **ફાટેલો**=ઉધ્ધત; ચળેલો; ઢાંઢ; લુચ્ચો; ગમે તેમ બોલનારો.

**ફાટ્યુંતુટ્યું**, વિ૦ જીર્ણ; ફાટેલું ને વળી તૂટેલું હોય એવું.

**ફાડ**, સ્ત્રી૦ ફાડેલો કકડો; અડધો ભાગ; ચીરી; ટુકડો; જુદા પડેલા બે સમ ભાગમાંનો એક ભાગ તે.:-એક મગની બે ફાડ. અડધિયું. ( ૨ ) ચીર; તડ; આંતરો; બે ભાગની કિનારીઓ જુદી પડી ગયેલી હોય એવો ઉંડો ચીરો:-મોંની ફાડ. ( ૩ ) અરધો રૂપિયો-લાડવો તે. ( ૪ ) ફાડવું-ફાડી નાંખવું તે; ફાટીજવું તે.:-આ છોડીને લુગડાંની બહુ ફાડ છે, અર્થાત્ બહુ લુગડાં ફાડે છે. ( ૫ ) જુદા પાડી નાંખવું તે; સ્નેહ બંધન ફાડવું-જુદા પડવું તે. **મારફાડ**=મારવું ને ફાડી નાંખવું=છુટા પડવું-માર મારવા ને ભેદ પડવો તે.

**ફાડવું**, ક્રિ૦ સ૦ [ प्रा. फाडइ-स्फाद् ] કુહાડાથી બે કે વધારે ભાગ થાય એમ કરવું; ચીરવું; ઉભે તળે જુદું કરવું:-લાકડાં ફાડવાં. ( કાપવાથી ઉલટું ) ફાટ પડવી; ( ૨ ) વચમાંથી ચીરા પાડવા; કકડા કરવા. ( ૩ ) વાપરી ને ઘસવી નાંખવું; જીર્ણ-છિન્નભિન્ન કરી નાખવું:-લુગડાં ફાડવાં. ( ૪ ) પહોળું કરવું; વિકાસવું; ફાડવું -મો ફાડવું. ( ૫ ) તોડવું; ફોડવું. લુંટવાને:-આજ રાતે એની દુકાન ફાડશે. ક્રિ પ્ર૦ **છોડાં ફાડવાં**=છોલવું. ૨ ઠપકા દેવો. ૩ મહેણાં મારવાં. **જોડા ફાડવા**=ખુશામત કરવી. ૨ ઉઘરાણી કર્યા કરવી. **ઘર ફાડવું**=ચોરી કરવાને ઘર ફોડવું. **છેડો ફાડવો**=તલાક લેવી; લગ્ન બંધન છોડી દેવું. **ચિથરાં ફાડવા**=સહજ સહેજમાં વાંકા ને વાંધા પાડ્યા કરવા. **આભ ફાડવું**=બહુ મોટું અને આશ્ચર્યકારક કામ-પરાક્રમ-ભુંડું કરવું. **ડોળા ફાડવા**=બ. ડારવું. ૨ જોવું. **ખત ફાડવું**=કરજ માફ કરવું. **પાણી ફાડવું**=પાણી વહેતું કરવું. ફાડી મૂકવું.

=વહેવરાવા દેવું.

**ફાડિયું**, ન૦ આખાનો બરોબર અરધો ભાગ તે. ( ૨ ) અરધો રૂપિયો. (૨) ફડસ.

**ફાતડો**, પું૦ હિજડો; બ્યઢળ; બાયલો. ( ૨ ) પુરૂષ જેવા સ્વભાવની અને પુરૂષ જેવા કદાવર ચહેરાવાળી અથવા સ્ત્રીનાં ચિહ્ન જેની ઉપર ખીલેલાં હોય નહિ એવી મોટી સ્ત્રી.

**ફાતિયા**, પું [આ.] ફાતિયો; કુરાનનો મુએલાં પછળ પઢવાનો ફકરો.:–ફનાફાતિયા=નાશ પામેલાની પાછળ શોક કરવો તે; પાયમાલીનો શોક, આશ્વાસન લેવું તે.

**ફાતિયો**, પું૦ ( આ. ) કુરાનનો તે વિભાગ–ફકરો કે જે મુએલાની શાંતિ માટે પઢાય છે. ( ૨ ) કુરાનનો એકાદ ફકરો; પદ તે.

**ફાનસ**, ન૦ ( फा. ) પવન લાગે નહિ અને અજવાળું મળે એવી દીવો રાખવાની કરામત તે; દીવો રાખવાનું ઘર–પાંજરૂં; કંડીલ.

**ફાની**, વિ૦ ( આ. ) નાશ પામે એવું; ક્ષણભંગુર; નાશવાન.:–ફાની દુનિયાં.

**ફાફડાશિંગ**, સ્ત્રી૦ વાલોળોના જેવી પણ વધારે પહોળી શાકની શિંગો તે.

**ફાફડો**, પું૦ કાંટાવાળા ઝાડનો પંજા જેવો પહોળો અવયવ–પણગો તે. ફાફડા થોર. ( ૨ ) ફુલાને પહાળું થયેલું હોય એવું જે તે; થાપડો.

**ફામ**, સ્ત્રી૦ ફેમ; સ્મરણ; યાદ.

**ફાયદાકારક**, વિ૦ કિફાયતી; લાભકારક.

**ફાયદેમંદ**, વિ૦ ફાયદાકારક.

**ફાયદો**, પું૦ ( આ. ) લાભ: પ્રાપ્ત; નફો. ( ૨ ) ગુણ અસર:–ફાયદાકારક દવા.

**ફાયો**, પું૦ અત્તરનુ પુંમડું; સુગંધિ તેલ કે અર્કમાં બોળેલું રૂ. ઉ૦ સ્વામી અત્તર તે કોણ લાવશે; ફાયો મને કોણ આપશે. બાપુસાહેબ.

**ફારક**, જુઓ ફારગ.

**ફારગ**, વિ૦ [ આ. ] છુટું; મુક્ત; મોકળું. ( ૨ ) પરવારેલું; નવરૂં; ફુરસદ પામેલું. ગુંચવણમાંથી, કામમાંથી અથવા માયા મમતામાંથી અલગ થયેલું. ( ૨ ) કોઇ વાતની પંચાતી કે પીડામાંથી છુટેલું–મુક્ત થઇ=ગયેલું તે.

**ફારગત**, સ્ત્રી૦ છુટકારો; મુક્તિ; પરવાર; નવરાશ. ( ૨ ) વિ૦ છુટું; મોકળું; નવરૂં.

**ફારગતી**, સ્ત્રી૦ ( ફારકગતી ) બંધનમાંથી રાજીખુશીએ કે પતાવટ કરીને છુટા થઇજવું તે. ( ૨ ) એવા છુટકારાનો જે લેખ–લખત તે; એક બીજાને લાગતું વળગતું નથી એવો જે અન્યોન્યને લેખ કરી આપવો તે. ક્રિ૦ પ્ર૦ ફારગતી આપવી=છુટાછેડા કરી આપવા.

**ફારમ**, ન૦ [ अं. Farm ] ખેતર; વાડો. ( ૨ ) (Form) છાપવાને માટે બીબાં ગોઠવી તથા પાનાં પાડીને તૈયાર કરેલું જે ચોખુણુ–ચોસલું તે; પાનાં પાડી ગોઠવી ને એક દબાણે છાપેલો કાગળ તે. ચાર પેજી, આઠપેજી, બારપેજી, સોળ ને બતરીસપેજી, વગેરે છાપેલા કાગળોમાંનો અમુક ગેડ જેમાં હોય એવો એક તાવ તે. ( ૩ ) કેફિયત; મજકુર; હકીકત. ( ૪ ) વેરો; કર; ટેક્ષ.

**ફારસ**, ન૦ [ अं. Farce ] નાટકના એકાદ ભાગમાં કે છેલ્લે આવતો હસવા જેવો એકાદ બનાવ તે; પ્રહસન; ગતકડું; હસવા-મશ્કરી ઠઠ્ઠા થાય એવો ગમ્મત કરાવનારો નાનો લેખ ખેલ તે.(૨) હસવા ને મશ્કરી કરવા જેવું કામ તે; ભવાડો:–માનપાન આપવાં અને પાર્ટીઓ કરવી એ શાં ફારસ? ( ભવાડા. )

**ફારસી**, વિ૦ ( सं. पार्सिक ) ફારસ–ઇરાન સંબંધી; ઇરાનીઃ–ફારસી બોલી. ( ૨ ) ના૦ ફારસની ભાષા–બોલી તે; પારસી ભાષા; પરશિયન. ( ૩ ) સંકેતની ભાષા; ગુપ્ત–છુપી ભાષા.:–એ બે જણ સભામાં બેઠા બેઠા કંઇક ફારસી–પારસી કરતા હતા; પણ હું સમજતો

નહતો. આ છુપી ભાષા ફારસી નહિ પણ પારસી કહેવાય છે. ઇરાની ભાષા ફારસી કહેવાય છે.

**ફાલ,** પું૦ નવાં પાન અને ફૂલફળ વગેરે આવી ખીલવું તે.:–વસંત ઋતુ બેઠો એટલે ઝાડને નવા ફાલ આવ્યા; પ્રફુલ્લ થવું તે; ફૂલવું–ફૂલ આવવાં તે. ( ૨ ) ફળ અને કણસલાં આવવાં તે; ફળ અનાજ વગેરેનો પાક આવવો તે. ( ૩ ) શકુન.

**ફાલતું,** વિ૦ ઉપયોગમાં ન હોય એવું; વધારાનું; ફાજલ હોય એવું. ( ૨ ) પરચૂરણ; બહારનું–ઉપર ઉપરનું–મુખ્ય–અગત્યનું નહિ એવું:–ફાલતું કામ.

**ફાલવું,** ક્રિ૦ અ૦ ઉંચાણે નહિ પણ પહોળાણે ખાલવું–પહોળા થવું–પોષાવું; પ્રફૂલ્લ થવું; કદમાં વધવું; સ્થૂલ–પુષ્ટ થવું ( ૨ ) નવાં ડાળ પાંખડા ને ફૂલ પાનથી ભરાઉ થવું. ( ઝાડનું-વનસ્પતિનું ) ફળફૂલ આવવાં. અંકુરિત થવું; નવા ફણગા ફૂટીને પાલોવાવું; પલ્લવિત થવું.

**ફાલસાં,** ન૦ ઉનાળામાં થતો એક લાલો મેવો. એ ખટમધુરો હોય છે, અને એનું ઝાડ ફાલસી કહેવાય છે.

**ફાલુ,** ન૦ શિયાળ જેવું એક જંગલી પ્રાણી. એમ કહેવાય છે કે, વાઘ આવ્યાની ચેતવણી તે બીજાં પ્રાણીને આપે છે. ઉ૦ ફાલુ તે નાદ હોયે ઘણા, બહુ બોલે શિયાળ.

**ફાલુડો,** પું૦ બાટ; એક જાતની લાપસી.

**ફાલ્ગુન,** પું૦ ( સં. ) વિક્રમસંવતનો પાંચમો મહીનો.

**ફાવતું,** વિ૦ ફાવે એવું; અનુકૂલ; પસંદ પડતું; ગમતું; રૂચતું.

**ફાવવું,** ક્રિ૦ અ૦ ગોઠવું; માફક આવવું; અનુકૂળ પડવું. (૨) કોઇ કામ ધંધામાં આગળ વધવું; સફળથવું. ( ૩ ) મહેનતમાં પાર પડવું; ચાલવું. ( ૪ ) સુગમ પડવું; કરતાં અગવડ નહિ લાગવી. ( ૫ ) લાભ–જોગવાઇ મળવી.

**ફાસ્ફરસ,** ન૦ (અં. Phosphorus) આધાતુક અને પિળાશ પડતા રંગનો મીણ જેવો હવામાં એની મેળેજ બળવા માંડે એવો પ્રાણીનાં હાડકામાંથી મળી આવતો એક પદાર્થ. એક જર્મન રસાયનિકે આ પદાર્થ સન ૧૬૬૯ માં શોધી કાઢયો હતો. પ્રાણી અને વનસ્પતિ વગેરેને તેમાંથી પોષકતત્ત્વ મળે છે અને ઘઉં ચણા વટાણા વગેરેમાં તેનો અંશ હોય છે. ફાસ્ફરસ એ રંગનો પીળો ને લાલ આવે છે. પીળો બહુજ જ્વાળાગ્રાહી હોવાથી પાણીમાં રાખી મુકવો પડે છે. પાણી બહાર કાઢતાં ને ઓક્સિજન લાગતાજ તે બળવા માંડે છે. આ પીળા ફાસફરસની દીવાસળી બને છે. દીવાસળીનાં મોં પીળા ફોસફરસમાં બોળી તેની ઉપર રોગાન ચઢાવે છે. કોઇ પણ ચીજ સાથે એ સળી ઘસતાં રોગાન જતું રહી ફોસફરસ ઉઘાડા થઈ બળવા માંડે છે. ઘણી જાતની દવાઓમાં પણ આનો ઉપયોગ થાય છે. ફોસફરસ.

**ફાસફુસ,** ન૦ હલકી તુચ્છ વસ્તુઓનો પરચૂરણ ખીચડો–જથો તે; હલકું ઘાસ વગેરે તે.:–ફાસફુસનું તાપણું. ( ૨ ) વિ૦ પરચૂરણ–તુચ્છ–વસ્તુ જેવું તે; આમ તેમથી જે તુચ્છ કચરો એકઠો કર્યો હોય તે. ફાની–ઝટ પતીજાય એવું જે તે.

**ફાસકુસિયું,** વિ૦ માલ વગરનું; હલકું; તુચ્છ. ( ૨ ) પોચું ને પોલું એવું. ( ૩ ) સત્વરહિત.

**ફાળ,** સ્ત્રી૦ ફલંગ; કુદકો; ઠેકડો; છલંગ. ( ૨ ) ધાસ્તીનો ગભરાટ; ફાસકો; હેબક; શું થયું ને શું થશે? એવા વિચારનો આંચકો લાગવો તે; ચીચરવટો; ચે.ક. ક્રિ૦ પ્ર૦ ફાળ મારવી=કૂદવું; ઉછળીને પડવું ઠેકડો મારવો. ( ૨ ) સાહસ કરવું; ન પહોંચી વળાય એવું કામ કરવું; ફાળ પડવી=ફાસકો–ત્રાસ પડવો; ચોંકવું.

**ફાળકું,** ન૦ સુતરની આંટી; ફાળકા ઉપર વિં૦

ટાળીને ઉતારી લીધેલો તંતુ સમૂહ. (૨) ફાળકાનું એક અંગ વિભાગ તે.

**ફાળકો,** પું૦ સુતર અને રેશમ વગેરેના તાર વિંટાળવાની કાંબડાની બનાવટ; ફીરકી; પર્શવંટો.

**ફાળવવું,** ક્રિ૦ સ૦ ભાગ પાડવા; વહેંચણી કરવો; તફા પાડવા. (૨) પટેપટ ગડી કરવી. સૌને સરખું આવે એવા ભાગલા પાડવા.

**ફાળિયું,** ન૦ માથે વિંટવાનો ફેંટો; માથે વિંટાળવાનું લાંબું ને ટુંકા પનાનું કપડું. (૨) માથે પહેરવાનો નાની પાઘડી જેવો ઘાટ તે. (૩) પંચિયું; જમવા બેસતાં પહેરવનું ટુંકુ ધોતર.

**ફાળી,** સ્ત્રી૦ લુગડાનો લાંબો પહોળો પટ તે; ચાદર જેવો ફાળ–તાકો તે. (૨) સાડી; સાલ્લો.

**ફાળો,** પું૦ ભાગ; હિસ્સો; વાંટો; પાંતી; વહેંચણમાં અમુક એક જણુ=ને ભાગે જે જથો આવતો હોય તે; એકના ઘણા સરખા ભાગમાંનો એકાદ તે. (૨) વહેંચણી; વાંટણી. (૩) સરખે ભાગે આપવાને આવ્યું હોય તે; એક મોટી રકમ ઉભી કરવાને માટે ઘણાઓમાંના એકને સરખે હિસ્સે જે આપવાનું હોય તે. ક્રિ૦ પ્ર૦ ફાળો નાંખવો=ઉઘરાણું–ટીપ કરવી; સરખે ભાગે આવે તેટલું ઉઘરાવવું. ફાળો પાડવો; ભાગ પાડવાં; ફાળે પડતું=ભાગે પડતું.

**ફાંક,** સ્ત્રી૦ ફાટ; તરડ; ચીર.

**ફાંકડાઇ,** સ્ત્રી૦ છેલાઇ; વરણાગી; ફાંકડાપણું; લાલાઈ.

**ફાંકડું,** વિ૦ શરીરના બાંધા અને ઘાટમાથી તથા લુગડાં લત્તાં ને ટાપટીપથી શોભીતું; અલબેલું; મનોહર; સુંદર; દેખાવડું. (૨) રસિક; રંગીલું; ખુશમિજાજી (૩) સુંદર; મજેનું; ચિત્ત અને નેત્રને આકર્ષણ કરે એવું, સુઘડ; લલિત; ફક્કડ.

**ફાંકું,** ન૦ જાડ઼. (૨) હીરો.

**ફાંકો,** પું૦ તોર; ગુમાન; ગર્વ; અભિમાન. (૨) ટેક; મારાપણાનો આગ્રહ; આત્મબળનો આગ્રહી વિશ્વાસ.

**ફાંગડું,** ન૦ ફાંદો; પેચ; છટકું. (૨) પ્રપંચ જાળ; કાવાદાવા કરવા પડે અને મુશ્કેલીમાં આવી પડાય એવી બાબત તે; જેમાં ઝગડો અને પંચાતી ઉભી થાય એવી બાબત.

**ફાંગો,** વિ૦ ફાંગુ–એક આંખે ત્રાંસું જોનારૂં; એક આંખે ત્રાંસું હોય તે.

**ફાંટ,** સ્ત્રી૦ પહેરેલા અથવા ઓઢેલા કપડાના એક છેડાથી ઝોળી વાળવી તે; અંગરખાની ચાળનો છેડો તે; એ છેડાની ઝોળી બનાવવી તે. ખભે અથવા પીઠે ઝુલતી રહે એવી ઝોળી. બચ્ચાંને સુવાડવાને અથવા કાલાં અને ઘાસ વગેરે વિંણતાં ખહુત ને કામ કરનારી સ્ત્રીઓ રાખે છે તે મોટી ઝોળી, (૨) ફાડકો; ચીરો; ફાટેલા ભાગને મારેલો સાંધ; સિવણ તે; કાચું સિવણ; ટાંકો; દોરો ભરવો તે. (૩) ઓસડિને પલાળી રાખીને બનાવેલું પેય; ઉકાળાથી ઉલટું. [૪] ખાઇ, પરિખા.

**ફાંટવવું,** ક્રિ૦ સ૦ વેતરીને કાચું કાચું–આછે દોરે સિવી લેવું તે; બખિયા દેવાને અથવા ઓટવાને માટે તૈયાર કરવું; આમ તેમથી જોડી આપવું; ફાંટ–સાંધ મારવી; દોરવવું.

**ફાંટો,** પું૦ દરિયાનો કે નદીનો ચાલુ વહેણથી આડે ગયેલો જે ભાગ–પ્રવાહ તે; પાણીનું આડવહેણ. [૨] જુસ્સો; તરંગ; ખુટો; કલ્પના. (૩) આંટો; કીનો; મનનો મેલ; દ્વેષ. (૪) આડકથા; મુખ્ય કથા ભાગથી આડી વાત તે. (૫) શાખા; ડાળ; આડો ફુટેલો ફણગો–પ્રરોહ તે.

**ફાંદ,** સ્ત્રી૦ મોટું–ઝૂલતું પેટ તે. ૨–અનુર્પાતની ફાંદ.

**ફાંદો,** પું૦ ખટપટી બાંધણ; ગુંચવણ; પ્રપંચ

જાળ. ( ૨ ) ઠગબાજી; કપટ; છળબાજી. ( ૩ ) ફંદ; છટકું.

**ફાંફરડીખાવું,** ફરડી ખાવું, પીખી નાંખવું; ફરડીને ફાડી નાખવું.:—જો જો એ પોળમાં કુતરાં ફાંફરડી ખાશે.

**ફાંફાં,** ન૦ આમ તેમ જ્યાં ને ત્યાં ખાલી ધક્કા ખાવા તે; આમ તેમ શોધવું ને નિષ્ફળ થવું તે; ખાલી અથડાવું—અંધારામાં કુટાવું તે.:—ઘણે ઠેકાણે ફાંફાં માર્યાં પણ કંઇ જડ્યું નહિ. ( ૨ ) ખોટી આશા; મિથ્યા મન કરવું તે; વળખાં. [ ૩ ] કંઇ નહિ; નિઃસારતા તે. ( ૪ ) ડાંગેરની ધાણી.

**ફાંફું,** અ૦ ખોટું જોર બતાવવું તે; પતરાજી મિથ્યા આડંબર. ( ૨ ) ધંતર મંતર.

**ફાંસ,** સ્ત્રી૦ વાંસ, લાકડા ને કાચ વગેરેની કાંટા જેવી રેખ તે; ઝીણી ને પાતળી કરચ. [ ૨ ] કાંટા જેવી કરચનું ચામડીમાં પેસી જવું તે; લાકડા વગેરેની ઝીણી સળીનું ભોંકાવું તે. ( ૩ ) નુકસાન કરવાને કે કોઇ કામ બનતું અટકી જાય એવી રીતે વચમાં આડ નાંખવી તે; હરકત કરવી; પથરો નાંખવો; આડખીલો; વાધો પડે એમ કરવું તે; ખલેલ કરવું તે. ક્રિ૦ પ્ર૦ ફાંસ મારવી =સમજાય નહિ તેમ હરકત—નુકસાન કરવું; આડા ખીલી નાંખવી; ગચિયું નાંખવું; ગતિ રોકવી. ફાંસ કાઢવી=વચમાં હરકત કરતી હોય એવી વસ્તુ માણસ કે બાબતને ઉઠાવી દેવી; વચમાંથી દૂર કરવું; મારી નાંખવું, હરકત દૂર કરવી. ફાચર; ચીર; કાંટા જેવી સળી.

**ફાંસવું,** ક્રિ૦ સસ દોરડે બાંધીને કુવામાં ઉતારવું ઉંડે ઉતારવું—નાંખવું. ( ૨ ) ઘડા ને ગાળો ઘાલવો. ( ૩ ) ઉઝરડી નાંખવું; ઉખાડવું છોલવું; ઝરડી—ઉતરડી નાખવું; ચુંટી નાંખવું.:— ગાલ ફાંસી નાંખીશ. ખેંચીને જુદું પાડવું; તોડી નાંખવું.:—વાંદરાએ ઘણાં સાળ ફાંસી નાંખ્યા. [ ૪ ] પડતર જમીન ખેતી કરવાને ખોદવી. ( ૫ ) ગુંગળાવી મારવું.

**ફાંસિયું,** વિ૦ ફાંસી નાંખે એવું; ફાંસો દઇ મારી નાંખનારૂં; તરકટી; સમજાવી—ભૂલમાં નાંખી ફસાવી દે એવું.

**ફાંસી,** સ્ત્રી૦ ફાંસો દઇ મારી નાંખવાની જે રીત તે; ફાંસો દેવો તે; ગળુ સીકડાઇ જાય એવી રીતે દોરીનો ગાળો ગળામાં નાંખી માણસને ગુંગળાવી મારી નાંખવું તે. ( ૨ ) રૂંધાઇ—ગળું સીકડાઇ મરણ થાય એવી યુક્તિ તે. [ ૩ ] ગુંગળાવીને મારી નાંખવાની શિક્ષા તે.:—ફાંસીની સજા થઇ. ક્રિ૦ પ્ર૦ ફાંસી દેવું=ફાંસીએ ચઢાવવું ગુંગળાવી મારી નાંખવું રૂ૦ પ્ર૦ ફાંસીએ ચઢાવવું=મારી નાંખવું.:—સાહેબ પાસે જતાં શું બીએ છે ? એ શું ફાંસીએ ચઢાવવાનો છે ?

**ફાંસીગરા,** પું૦ ફાંસિયા; ફાંસીએ ચઢાવનારા માણસો [ ૨ ] જીવ લેનારા; જલાદ.

**ફાંસુ,** અ૦ ફોગટ; અમસ્તુ; વગર કારણે. [ ૨ ] મફત મૂલ આપ્યા વગર. (૩) ફાંસિયું.

**ફાંસો,** પું૦ દોરી—દોરડાનો ગાળો; સરકિયું; બંધ. ( ૨ ) પાશ; પકડ; જાળ; જેથી મનુષ્ય કે પ્રાણી સખત પકડાઇ—જકડાઇ જાય એવી યુક્તિ તે; છટકું; ફાંદો; ગળુ સીકડાઇ જાય એવો પેચ તે.

**ફાંસોટિયું,** ન૦ ફાંટ; ખોઇ; ઝોળી. [ ૨ ] બાથમાં આવે એટલો ઘાસ વગેરેનો જથો તે.

**ફિકર,** સ્ત્રી૦ [ આ. फिकर ] ચિંતા; ઉદ્વેગ; [ ૨ ] કાળજી; દરકાર. ક્રિ૦ પ્ર૦ ફિકર કરવી=ઉદ્વિગ્ન રહેવું; ચિંતાતુર રહેવું. ફિકર રાખવી=કાળજી રાખવી; ખંતથી યાદ રાખવું.

**ફિક્કાશ,** સ્ત્રી૦ ઝાંખ; નિસ્તેજતા; વિવર્ણતા;

લાલી ઉડી ગઇ હોય એવો દેખાવ તે. ( ૨ ) સ્વાદ રહિતપણું; મિઠાશનો અભાવ તે; નીરસતા.

**ફિટકાર,** પું૦ ધિક્કાર; ફટફટ થવું તે; તુચ્છકાર; ધુત્કાર; અનાદર; અવગણના.

**ફિટકારવું,** ક્રિ૦ સ૦ ધિક્કારવું; તુચ્છગણી કાઢવું; ધુત્કારવું; હલકા શબ્દોથી ધિક્કાર આપવો; તરછોડી—તરસ્કારી કાઢવું.

**ફિટણુ,** વિ૦ ફીટી જાય—ઝટ લય પામે એવું; નાશવંત; વિનાશી; જોતજોતામાં ફના થઇ જાય એવું:—ફિટણુકાળ=ફીટી જવાય એવો વખત; પ્રલયકાળ. ફિટણુજીવ=નાશવંત; જોતજોતામાં નાશ પામી જાય એવો—જીવ—દેહ તે.

**ફિટફિટ,** અ૦ ફટફટ ધિક્ધિક; થુથું. તુચ્છ—કંઇ નહિ—ધિક્કારવા જોગ છે, એમ કહેવું અને તિરસ્કારી કાઢવું તે.

**ફિટવવું,** ક્રિ૦ સ૦ પતાવી દેવું; ઓછું કરી નાંખવું; છુટી જાય એમ કરવું:—ધીરે ધીરે તેણે બધું કરજ ફિટવ્યું. ( ૨ ) ફોડવું; લાંચ આપીને લલચાવવું; ખસેડી મૂકવું; દ્રોહી બનાવવું:—તેણે શત્રુનાં માણસોને ફિટવ્યાં. ( ૩ ) ભગાડવું; નાશ પામે એમ કરવું; ફિટાડવું.

**ફિટાડવું,** જુ૦ ફિટવવું.

**ફિતનો,** પું૦ ફિતુર. ( ૨ ) ફેલ; ઢોંગ.

**ફિતુર,** ન૦[फा.]દગલબાજીથી ઉપરી-રાજયસત્તાની સામે ઉશ્કેરાવું તે; બંડ; દંગો; બળવો; હુલ્લડ. [ ૨ ] તોફાન; ઝગડો; બખેડો. [ ૩ ] ઢોંગ; ફેલ; ફતવો તે.

**ફિતુરી,** વિ૦ ફિતુર કરનાર; બંડખોર; હુલ્લડી. ( ૨ ) ઢોંગી; ફેલખોર; બદમાશ; તોફાની; ધિંગાણું મચાવે એવું.

**ફિદવી,** પું૦ [ फा. ] ચાકર; નોકર; દાસ.

**ફિદા,** વિ૦ [ आ. ] આસક્તિમાં ઘેલું ઘેલું થઇ ગયેલું; કુરબાન; પ્રાણ આપવાને પણ તૈયાર થઇ જાય એવું; અનુરક્ત. ( ૨ )

ખુશખુશ; પ્રસન્ન.

**ફિનિક્ષ,** ન૦ એક જાતનું ગરૂડ જેવું મોટું પંખી. મિસરની દંતકથાઓ પ્રમાણે તે બળી જતું ને ફરીને જીવતું થતું. તે ૫૦૦-૬૦૦ વર્ષ જીવતું.

**ફિયો,** પું૦ બરોળ; તાપતલ્લી.

**ફિરકી,** સ્ત્રી૦ નાનો ગાળકો; પરતી. ( ૨ ) ફરકડી; ચકરી. ( ૩ ) ચારે તરફ અફેરી પાંદડી હોય એવું ફૂલ.

**ફિરકો,** પું૦ એકજ રાજય અને એકજ દેશના રહેવાસીઓ હોય તે; કોમ; લોક.

**ફિરસ્તો,** પું૦ દેવદૂત. [ ૨ ] ફુટડો માણસ.

**ફિરંગી,** પું૦ ( વિ૦ ) ફિરંગ-પોર્ટુગાલનો રહેવાસી—યવન તે; ખ્રિસ્તી ધર્મમાં વટલાયેલો માણસ—કોઇ પણ ગોરો—યુરોપિયન તે; ટોપીવાળો. ઉ૦ ફરતી ફિરંગીની ફોજરે, મલાવરાવ.

**ફિરાવન,** વિ૦ માથાનો ફરેલો; મિજાજી; હઠીલો.

**ફિલટર,** સ્ત્રી૦ [अं.] પાણી અને બીજાં બધાં પ્રવાહીને ગાળવાની ગલણી; કોલસા; રેતી વગેરેમાંથી પ્રવાહીને પસાર કરી શુદ્ધ બનાવવાની ગલણી. છિદ્રવાળા પોચા પત્થરની ગલણી તે.

**ફિલસુફ,** પું૦ [ अं. ] તત્ત્વજ્ઞાની; તત્ત્વ શોધક; મન અને પદાર્થના ધર્મ શોધનારો તે.

**ફિલસુફી,** સ્ત્રી૦ તત્ત્વજ્ઞાન; પદાર્થના ધર્મ અને તત્ત્વનો વિવેક કરવાની વિદ્યા તે; વિજ્ઞાનશાસ્ત્ર.

**ફિસાદ,** સ્ત્રી૦ [ आ. ] તોફાન; મસ્તી. [ ૨ ] ઢોંગ; ધિંગાણું. [ ૩ ] ફિતુર; બંડ; દંગો; હુલ્લડ.

**ફિસાદી,** વિ૦ ફિસાદ કરનારું; તોફાની; હુલ્લડી.

**ફિસિયારી,** સ્ત્રી૦ પતરાજ; બડાઇ; મગરૂરી; ડફાંસ; ફૂલ; ખોટી હોંશિયારી દેખાડવી તે.

**ફિસિયારીખોર,** પું૦ [ વિ૦ ] બડાઇખોર;

દંભી; ઢોંગી.

**ફિસોટો,** પું૦ પાણી અને પ્રવાહી વસ્તુ ડહોળાવાથી કે ગરમ થવાથી તેની ઉપર આવતા ફીણનો જે લોંદો તે; ફીણનો લચકો. [૨] થાક શ્રમ અને ભય વગેરેને લીધે મનુષ્યને કે પ્રાણીને મોઢે અને નાકે આવતું ફીણ તે; દમના ફુફવાડાથી આવતું ફીણ.:-ફિસોટા કાઢવા=હંફાવી દેવું; થકવી નાંખવું; ઢીલું-નરમ-પરાસ્ત કરી નાંખવું.

**ફિંદવું,** ક્રિ૦ સ૦ ચુંથવું; ચોળવું; આમ તેમ ઉથલાવવું; છૂટુંછુટું કરી નાંખવું; પીખવું; તળે ઉપર-આઘુંપાછું કરવું. (૨) કચરવું; છિન્નભિન્ન કરીનાંખવું, ફેંદવું.

**ફી,** સ્રી૦ [ अं. Fee ] હકના પૈસા; દસ્તુરી; હકસાઈ. [ ૨ ] લવાજમ. [ ૩ ] મહેનતનો બદલો-મહેનતાણું તે.

**ફીક,** સ્રી૦ મોઢામાં રસ નહિ હોવો તે; નિઃસ્વાદતા; મોંની અંદરની ફિકાશ.

**ફીકું,** વિ૦ [ सं. स्फीत. ] ઝાંખું; નિસ્તેજ; તેજી વગરનું. (૨) સ્વાદ રહિત; મિઠાશ વગરનું. (૩) રોગ અથવા શરમને લીધે મંદ થયેલું; ભભક રહિત. (૪) નિઃસત્વ; સાર વગરનું; જેમાં ઉત્સાહ રહેલો હોય નહિ એવું.

**ફીટવું,** ક્રિ૦ અ૦ [ सं. स्फुटितम् ] અપાઇ રહેવું; પુરૂં થઇ જવું. પતવું.:—એનું દેવું ફીટી ગયું. (૨) નાશ પામવું; ક્ષય થવું; અદશ્ય થવું. ઉ૦ ફીટી ગઇ ફોગ સૌ આશા, પડયા પોબાર ના પાસા. (૩) મટવું; ઉડીજવું. ઉખળવું. ઉ૦ પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ. પ્રા. ફિટ્ટઇ.

**ફીણ,** ન૦ [ सं. फेन ] પાણી કે બીજું પ્રવાહી ડહોળાવાથી કે ગરમ થવાથી તેની ઉપર આવતો જે પરપોટીઓ પરપોટીઓ જેવો ધોળો વિકાર તે; પાણી ઉપર આવતો ધોળી પરપોટીઓનો જે ચીકણો ઉભરો; પાણી—પ્રવાહીનો સાર-મેલ. (૨) પાણીને વાયુથી બનેલો પરપોટીઓનો સમૂહ તે. ક્રિ૦ પ્ર૦ ફીણ આવવું=ખૂબ મહેનત પડવી. થાક લાગવો; હાંફી જવાવું. ફીણ કાઢી નાંખવું. =થકવી નાંખવું.

**ફીણવું,** ક્રિ૦ સ૦ મસળવું; જોરથી ઘસીને ચોળવું.:-ઘી ગોળ ફીણવાં. (૨) ખૂબ ઘુમરડાને એકતાર કરી નાંખવું; ડહોવું; વલોવવું; ઘુમરડવું; ઘુંટવું.:-વેસણ-ખીરૂં ફીણવું; રાઇ ફીણવી. [ ૩ ] નફો-લાભ મેળવવો; ફાયદો કાઢવો; પ્રાપ્ત કરવું.:-ખુશામત કરવાથી શું ફીણી જવાનો છે ?

**ફીત,** સ્રી૦ બાદલુ અને કસબની દોરી એ બેની ગુંથેલી કાંગરાદાર પટી; કોર; પટો. [ ૨ ] નાડું; પાતી.:-તોઇફીત.

**ફીસી,** સ્રી૦ ફિસિયારી; પતરાજી; બડાઇ.

**ફીસું,** વિ૦ તરત ફાટી જાય એવું; જીર્ણ. (૨) ઢીલું; નરમ; લપટું. (૩) ફીકું; રસહીન. (૪) પોચું; કડક-અક્કડ રહે નહિ એવું; લળપળું.

**ફુઆરો,** જુઓ ફુવારો.

**ફુઈ,** સ્રી૦ બાપની બહેન; ફોઇ.

**ફુઓ,** જુઓ ફૂવો, ફોઇનો વર તે.

**ફુકકો,** પું૦ પાતળા-નાજુક ચર્મનો-પડનો પાણી કે પવનથી ફુલેલો દડો; ફુગારો; પરપોટા જેવો સહેજમાં ફૂટી જાય એવો ફુલારો તે. (૨) મૂત્રાશય; મૂત્રપિંડમાંથી ઝરી ઝરીને જ્યાં મૂતર એકઠું થાય છે તે કોથળી. (૩) હવા ભરીને બનાવેલો ચીકણા પ્રવાહીનો કે પાતળા પડનો પરપોટો.

**ફુગવવું,** ક્રિ૦ સ૦ ફુગાય-ફુગ ચઢે એમ કરવું; ફેગાય તેમ કરવું; પલળવાથી પોચું પડી વિકૃત થાય એમ કરવું તે. બહુવાર પાણીમાં રહેવાથી ચામડી ફીકી-પડે એમ કરવું. (૨) પવનથી ફુલાવવું. ફુલે એમ કરવું; મોટું કરવું.:-પેટ ફુગવવું.

**ફુગારો,** પું૦ ફુલાવો; ફોલ્લો; પરપોટો.

**ફુગાવવું,** ક્રિ૦ સ૦ ફુગવવું; ઉંચું થાય-ફુલે એમ કરવું. ( ૨ ) ઉશ્કેરવું; ચડાવવું.

**ફુગાવું,** ક્રિ૦ અ૦ પાણીને લીધે ફીકું પડવું; કોગાઈ જવું. ( ૨ ) ફુગ ચઢવી; પલળવાથી ભેજ લાગવાથી કોઈ વસ્તુ ઉપર રૂંવાં જેવો મળ બાઝવો; રૂવાં ફુટી નિકળવવાં.

**ફુટકળ,** વિ૦ ફુટયું ને ભાગ્યું તુટયું હોય એવું; પરચૂરણિયું; જુદી જુદી જાતનું—ફુટક જેવું. ફીરફોલ. ( ૨ ) નકામું; માલ વગરનું. ( ૩ ) ફુટી ગયેલું અથવા ફૂટી જાય એવું; નહિ વિશ્વાસ રાખવા જેવું; છાછરૂં.

**ફુટડિયું,** જુ૦ ફુટડું.

**ફુટડી,** વિ૦ રૂપાળી. ( ૨ ) ગાળી:-ફુટડીદાળ.

**ફુટડું,** વિ૦ રૂપાળું; શોભિતું; ખુબસુરત; દેખાવડું. ( ૨ ) સ્વચ્છ—ચોખ્ખું—સફાઈદાર હોય એવું ને મજેનું.

**ફુટાફુટ,** સ્ત્રી૦ એક પછી એક ઘણા જણે દ્રોહ કરવો—વચનમાંથી ખસી જવું તે; સંપ તૂટવો—કુસંપ થવો તે; ભેદ પડી જવો તે; ફાટફૂટ. ( ૨ ) ઉપરા ઉપરી ફૂટવું તે.

**ફુણુગી,** સ્ત્રી૦ ઝીણી ફોલ્લી. ( ૨ ) પ્રવાહી ઉપરની પરપોટી.

**ફુત્કાર,** પું૦ ફુફવાડો કરવો તે; ફું એમ કરીને મોંમાંથી પવન ઉડાડવો તે; ફુફાટો.

**ફુત્કારવું,** ક્રિ૦ સ૦ જોરદાર ફુંકથી ઉડાડી મૂકવું; ફુંકી-ફુંકને ફુફવાડે ઉડાડી દેવું. ( ૨ ) ફુફવાડો મારવો.

**ફુદડી,** સ્ત્રી૦ આંટીએ એક બીજાનાં કાંડાં પકડી ગોળ ચકરાકારે ફરવું તે; ગોળ ચક્કરમાં ફરવાની છોકરીઓની એક રમત. (૨) ફૂલ અથવા તારા જેવું એક ચિહ્ન તે, * ( ૩ ) ફૂલની પાંદડીઓ જેવા ઘાટની ગોળ ચકતી. ક્રિ૦ પ્ર૦ ફુદડી ફરવી=ગોળ ચક્કરમાં ફરવું તે. ( ૨ ) પ્રદક્ષિણા કરવી; આસપાસ આમ તેમ ફરવું—ભમવું તે.

**ફુદરો,** પું૦ એક જાતનો ઉડતો વંદો, ગંદું જીવડું. ( ૨ ) એક જાતનું ઘાસ.

**ફુદનો,** પું૦ ફુદીનો,

**ફુદીનો,** પું૦ લંબગોળ કરચલીવાળા પાનાંનો ઉગ્ર સુગંધીવાળો એક છોડવો; ફુદનો. ફુદીનાનાં બી મળતાં નથી તેથી માટીના કુંડા ઉપર ગોળવાળી દોરી બાંધે છે અને તેની ઉપર માખો બેસીને હગાર કરે છે. આ હગાર—માખીના છેરવાળી દોરીમાંથી ફુદીનો ઉગી નીકળે છે. ચીનાઓ ફુદીનાનાં પાનમાંથી તેલ કાઢે છે. એ તેલ ગરમ ને પેટના વાયુ ઉપર અકસીર અસર કરે છે. ઠંડીમાં તેલ ઠરીને તેની સળીઓ પતરીઓ થાય છે. તે ઉગ્રવાસ આપે છે. આ ઠરેલા તેલને એક જાતનું કપુર પણ કહેવામાં આવે છે. માથાના દુખાવા ઉપર સુંઘવાનું ' મેંથોલ ' ફુદીનાના અર્કનું બનાવવામાં આવે છે.

**ફુદું** ન૦ ડાંગેર વગેરેમાં પડતો નાનો લાંબો ને ઉડતો જીવ. ( ૨ ) પતંગિયું; પાંખોવાળું નાનું રંગ બેરંગી જીવડું; શલભ; નાના ફૂલ જેવું જીવડું તે.

**ફુફવાટો,** પું૦ મોં ઉંચું કરી જોરદાર ફુંક સાથે બોલવું તે; ફુત્કાર કરવો તે.

**ફુફવાડો,** પું૦ ફુફવાટો; ફુત્કાર કરવો, ફુફવાટો મારવો તે; સામો માણસ ડરી જાય તેમ જોરથી બોલવું તે. કહે૦ કરડાય નહિ તો ઝેર ફુફવાડો તો મારવો=રોફ-દંભ-દમામ તો બતાવવો.

**ફુમતી,** સ્ત્રી૦ નાનું ફુમતું; અંબોડે લટકતું રાખવાનું ઘુઘરિયાળું નાનું ઝુમખું તે. ( ૨ ) માંજર; મંજરી; નાની કલગી.

**ફુમતું,** ન૦ રેશમ અથવા કસબનો લટકતો રહે એવો ગુચ્છો; હવામાં ઉડતું રહે એવું તાર અને કસબ વગેરેનું ઝુમખું; નાનું છોગું. (૨) ઘુઘરિયાળો નાનો ગુચ્છ,

-લચકો. (૬) માંજર; મંજરી, કલગી.

**ફુરજો,** પું૦ બંદર ઉપરનો તે ભાગ-મથક કે જ્યાં આગળ થઇને જતાં આવતાં વહાણો પાસેથી જકાત લેવાતી હોય. (૨) વહાણો ફેરવવાનું મથક.

**ફુરસદ,** સ્ત્રી૦ (આ.) નવરાસ; અવકાશ; પરવાર; કામ કરી રહ્યા પછીનો વખત. નવરાઇ; કામકાજ ન હોય એવો નિરાંતનો વખત તે.

**ફુરવું,** ક્રિ૦ અ૦ (सं. स्फुर्) સ્ફુરવું; ઉ૦ બકવું; કુદકે હાલવું. (૨) સૂઝી આવવું; યાદ આવવું; એકદમ મગજમાં (વિચાર) આવવું.

**ફુર્તી,** સ્ત્રી૦ (सं. स्फूर्ति) જાગૃતિ; જાગરૂકતા; તેજી; હોંશિયારી; ચાલાકી ચંચળાઇ. (૨) ઉત્સાહ; મનમાં તેજદાર હોંશ-જેમ ફટ્ટ આવવો તે.

**ફુલકણી,** સ્ત્રી૦ સળગાવતાં-ફૂટતાં જેમાંથી રંગબેરંગી ફૂલડાં ઉડે એવી આતસબાજી; ફૂલના કણ ઉડે એવી બંદુકના દારૂની બનાવટ.

**ફુલકર,** જુ૦ ફુલકણી.

**ફુલકરણી,** જુ૦ ફુલકણી.

**ફુલકું,** ન૦ ફૂલેલું હોય એવું જે તે; ફૂલેલું તે; નાની ને ફૂલેલી રોટલી; ફુલકો. (૨) ફુલેકું. (૩) વિ૦ ફુલાઇ જાય એવું; વખાણતાં વાએ ચઢે એવું.

**ફુલખરણી,** જુ૦ ફુલકણી.

**ફુલડું,** ન૦ ફૂલ; પુષ્પ. ઉ૦ આવો ફુલડાં મજેનાંરે. (૨) ફૂલની પાંદડીઓ જેવાં ચારે તરફ કાંગાં-ફળાં હોય એવી બનાવટ; ફુદડી ચોકડી જેવી બનાવટ; ફૂલેલી વિકસિત આકૃતિ તે. (૩) ફૂલેલો કણ; ધાણીનો ફૂટેલો દાણો તે.

**ફુલણજી,** વિ૦ વખાણવાથી વાએ ચડે એવું; વખાણ-માન આપવાથી ખીલે એવું; માનને માટે વાહવાહ કહેવાતાં ઘેલું ઘેલું થઇ જાય એવું; ચઢાઉ. ઉ૦ ફુલણજી તમે કેના ફુલાવ્યા ફૂલ્યા મારા ફુલણજી.

**ફુલતોડો,** પું૦ બક્ષીસ-શાબાશીનું સાંકળું; તોડો. કેટલાક લોક આગળ એક પગે તે પહેરતા. (૨) ફૂલભાતનું પગનું ઘરેણું.

**ફુલદારૂ,** પું૦ સૂખત દારૂ; ઉંચો દારૂ. (૨) આલકોહોલ; દારૂનો અર્ક.

**ફુલફટાકિયું,** વિ૦ લાડ-વખાણમાં ફુલાઇને ફરનારૂં; વર્ણાગિયું; છેલ; ફક્કડ થઇને ફરનારૂં. (૨) તકલેદી; નાજુક. (૩) લાડકું; હાથમાં ને હાથમાં લડાવી રાખેલું હોય એવું-સ્વરૂપને નહિ સમજનારૂં.

**ફુલબરડો,** પું૦ સોપારીની એક જાત.

**ફુલબાગ,** પું૦ ફૂલઝાડ માટેજ બનાવેલો બાગ તે; એકલો ફૂલનો બાગ.

**ફુલવડી,** સ્ત્રી૦ તીખો મસાલો અને શાક-ભાજી ભેળીને તળેલા ચણાના લોટના ગરગોલા.

**ફુલવવું,** ક્રિ૦ સ૦ ફૂલે તેમ કરવું; તપાવીને અથવા પવન ભરીને વિસ્તૃત કરવું:-હિંગ ફુલવીને ખા.

**ફુલસાંકળાં,** ન૦ ફૂલની ભાતનાં પગે પહેરવાનાં સાંકળાં તે. (સ્ત્રીઓને)

**ફુલાવવું,** ક્રિ૦ સ૦ ઊંચું કરવું; ઉપસાવવું. (૨) પવન ભરવો (૩) તારીફ કરીને ચઢાવવું; મોટાભા કરવું; ઉશ્કેરવું. ફોગવવું. (૪) ખીલે તેમ કરવું.

**ફુલાવું,** ક્રિ૦ અ૦ વખાણથી મોટાઇ માનવી; ચઢવું; ખીલવું; તાને ચઢવું.

**ફુલાશ,** સ્ત્રી૦ ફૂલ; મોટાઇ; પતરાઇ; ચઢાવેલો તે.

**ફુલિયું,** ન૦ એક વનસ્પતિ.(૨) નાનું પ્યાલું.

**ફુલું,** ન૦ ફૂલના જેવું ધોળું ચાંદું; આંખમાંનું નાનું પડલ.

**ફુલેકું,** ન૦ લગનને આગલે દિવસે વરકન્યાને ઘોડે બેસાડી વાજતે ગાજતે સગાંસ્નેહીઓમાં ફેરવવામાં આવે છે તે; નાનો વરઘોડો; વરકન્યા કે બડવાનું સરઘસ. ક્રિ૦ પ્ર૦ ફુલેકું ચઢવું=ફજેતો થવો; ભવાડો થવો.

**ફુલેલ,** ન૦ ફૂલની વાસ આપેલું તેલ; સુગંધી તેલ; ધુપેલ. ઉ૦ નતમાં નહિ જો તેલ ફુલેલ. ક. દ. ડા.

**ફુલેવર,** વિ૦ જેમાં ફૂલ જેવી ભાત હોય તેવું; ફૂલેવાર; ચિત્રિત–રંગબેરંગી ચિત્રવાળું. ( કપડું. )

**ફુલેવાર,** જુ૦ ફુલેવર.

**ફુલ્ય,** સ્ત્રી૦ ફુલ; બડાઇ; મોટાઇ દાખવવી તે; ફુલારો.

**ફુલ્લસ,** પું૦ નાણું; રૂપિયા.

**ફુવડ,** વિ૦ મેલું; ગંદું. (૨) આળસુ; એદી; નિર્માલ્ય. કામકાજમાં અચંચળ; ચાલકી તેજી રહિત; ઘરબાર ગંદાં ગોબરાં રાખે અને પોતે પણ આળસમાં મલિન રહ્યા કરે એવી આદતનું. ઉ૦ જુઓ ફજેતી ફુવડ નારની. ફુઆ.

**ફુવારો,** પું૦ એવી બનાવટનો પાણી કુંડ કે જેમાં પાણી ઉંચું ચઢીને ધારા રૂપે ઉડે; પાણી ઉંચે ઉડીને પડે એવી કરામતવાળો કુંડ. ફુઆરો.

**ફુવો,** પું૦ ફોઇનો વર તે; બાપની બહેનનો પતિ તે; ફુઓ.

**ફુસફાસ,** વિ૦ માલવગરનું; નકામું; આમતેમથી એકઠું કરેલું; ફાસફુસ.

**ફુસફુસિયું,** વિ૦ નજીવું; હલકું; સહેજમાં ઉડી જાય એવું; દમ વગરનું.

**ફુસલાવવું,** ક્રિ૦ સ૦ ફોસલાવવું.

**ફુસિયું,** વિ૦ હલકું તુચ્છ; નિર્માલ્ય; નિરર્થક.

**ફું,** અ૦ ફુંકાર; મોંમાંથી જોરભેર વા ફુંકવો તે; ઓઠ લાંબા કરી વા ફુંકતાં થતાં એવો અવાજ. ( ૨ ) મોટો અને ઉંડો શ્વાસ લેતાં મૂકતાં થતો અવાજ. ( ૩ ) સુંઘતું ને ફુંકતું એમ. :–ભુંડ ફુંફું કરતું આમ તેમ ફરતું હતું. ફુફવાડા મારતું એમ.:–સાપ ફુંફું કરતો બહાર નિકળી આવ્યો.

**ફુંક,** સ્ત્રી૦ મોંથી પવન નાંખવો-ફુંકવો તે. (૨) ફુંકામાં સમજાવી દેવું–ચેતવવું–સૂચવવું તે. :–તેં એના કાનમાં ફુંક મારી હશે, નહિ તો એ બોલે એવો નથી. ( ૩ ) ફુફવાડો; ફુત્કાર. :–છોકરો તો એના બાપની ફુંકે ફાટી જાય છે. ( ૪ ) શ્વાસ; પ્રાણ:–ઉંચેથી પડ્યો તેવી ફુંક નિકળી ગઇ. ક્રિ૦ પ્ર૦ ફુંક મારવી=ચેતવવું; સૂચના કરવી; છાની સલાહ આપવી; પ્રેરણા કરવી. ફુંકે ફાટવું=બીવું; થરથરી જવું; ડરવું; ફુંક નિકળી જવી=શ્વાસ–પ્રાણ નિકળી જવો; મરીજવું.

**ફુંકણી,** સ્ત્રી૦ ધાતુ કે વાંસની ફુંક મારવાની ભુંગળી:–સોનીની ફુંકણી. ( ૨ ) ફુંકવું તે; ફુંકવાની રીત. :–એની ફુંકણી એવી જબ્બર છે કે તરત દેવતા સળગે.

**ફુંકવું,** ક્રિ૦ સ૦ ઉંડો શ્વાસ લઇને પછી ઓઠ લાંબા કરી જોરથી મોઢા વાટે વાને બહાર કાઢવો; મોંએ પવન દેવો-ફુંકારવો તે; ફુંક મારવી. ( ૨ ) દુઃખવાળા ભાગ પર ફુંક મારી સંવાહન કરવું:–એને વાગ્યું છે જરા ફુંક તો ખરી. ( ૩ ) વગાડવું; અવાજ–સૂર નીકળે એમ કરવું; બજાવવું.–બાવાજીએ શંખ ફુંક્યો. (૪) જાહેર કરવું; જણાવવું; કાઢવું :–દેવાળું ફુંકવું. ( ૫ ) સળગાવવું; ભભેરવું; ઉશ્કેરવું. ( ૬ ) બાળી નાંખવું.:–ઘાસની ગંજીઓ ફુંકી દીધી. ( ૭ ) ઉડાવી દેવું:–બધો પૈસો ફુંકી ખાધો. ( ૮ ) પંપાળવું; થાબડી રાખવું; લડાવવું.:–મનુ મોટો થયો–હવે એને ક્યાં સુધી ફુંકી રાખશો. સળગાવવું; જ્વાળાએ બળે એમ કરવું. ( ૧૦ ) હોલવવું; પવનનો ઝપાટો મારી જોત કાઢી નાંખવી:–દીવો ફુંક્યો. રૂ૦ પ્ર૦ ચુલો ફુંકવો=દેવતા સળગાવવો; રાંધવું.:–એને તો બિચારાને આખા જન્મારો ચુલો ફુંકવાનું થયું–( બૈરૂં મરી ગયું ને રાંધવાનું માથે પડ્યું ).

**ફુંકારવું,** ક્રિ૦ સ૦ ફુંક મારવી; મંત્ર ભણીને ફુંકવું તે. ( ૨ ) ફુફવાડો મારવો. (૩)

મોંમાં પાણી લઇ ઓક દાબી જોરથી છાંટ ઉડાડવી.:–ધાળો ફુંકારવો. ( ૪ ) ચઢાવવું.

**ફુંકારો,** પું૦ ફુંક; ફુફવાડો.

**ફુંકીખાવું,** ઉડાડી દેવું, વાપરી નાંખવું. ( ૨ ) સમજાવી–પટાવીને ખાઇજવું; ધીરે ધીરે સામા માણસને ચઢાવી–પટાવી ખીલાવીને ખાઇજવું તે. ( ઉંદરની માફક )

**ફુંગરાવવું,** ક્રિ૦ સ૦ ચઢાવવું; ઉશ્કેરવું; ઉત્તેજન આપવું; બહેકાવી દેવું.

**ફૂ,** અ૦ મોંથી પવન ફુંકતાં થતો એવો અવાજ. ( ૨ ) ફુંક. (૩) સાવ પાયમાલએમ; ધૂળ; આખરે કંઇ નહિ એમ :–આખર ફુની ફૂ

**ફુગ,** સ્ત્રી૦ સેંદ્રિય દ્રવ્યો ઉપર બિનાશને લીધે ફુટી નિકળતો વિકાર તે; અન્ન તેની બનાવટો અને બીજા પદાર્થો ઉપર રૂંવાં જેવો જે વિકાર બહાર નિકળી આવે છે તે.:–પૂરી કે રોટલા ઉપર ફુગ આવી, લાકડાં વગેરે ઉપર બિલાડીના ટોપ ને નામે જે શિલીંધ્ર થાય છે તે પણ આ જાતની મોટી ફુગ જ છે. ફુગને સૂક્ષ્મ દર્શક યંત્રથી જેતાં છોડવા ને ઝાડ જેવો દેખાવ લાગે છે.

**ફૂગવું,** ક્રિ૦ અ૦ ફૂલવું, મોટું થવું; ઉપસવું; અંદરના ભરાવાથી વિસ્તૃત થવું. ( ૨ ) સૂજવું; સોજો ચઢવો; ચઢવું. ( ૩ ) ફુગ વળવી–આવવી. ( ૪ ) બહેકવું; આનંદથી ઉશ્કેરાવું; ચઢવું; ખીલવું; ઉન્મત્ત થઇજવું; ગર્વ કરવો.

**ફૂટ,** પું૦ [ અં. ] બાર ઇંચ–આંગળનું લંબાઇ માપવાનું માપ; અરધો ગજ તે. ( ૨ ) ફૂટય–સ્ત્રી૦ સંપભંગ; એકતામાં પડેલો ભેદ તે; ભેદ; ભંગાણ. એકસંપી–એક વિચારમાં જે વિચ્છેદ પડવો તે. :–શત્રુમાં ફૂટય પડી એટલે આપણું લશ્કર ફાવ્યું. ( ૩ ) ભંગાર. ( ૪ ) ફૂટવું તે; વારંવાર ફૂટવું તે. :–એ પનિહારીને હાથે ઘડાની બહુ ફૂટ આવે છે. ( ૫ ) પાકીને ફાટીજવું; ચુનો થઇજવું.:–નદી કરતાં ખાંણુના મરડિયાની ફૂટ સારી છે. ( ૬ ) ખંડિત થયેલું હોય તે.:–ચુનો દેતાં ફાટફૂટ સુધારી–સરખી કરી લેજો.

**ફૂટવું** ક્રિ૦ અ૦ ( सं. स्फुट ) ઢાંકણ ફોડીને બહાર નિકળવું; ઉગવું; જોરથી બહાર ધસવું, અંકુર રૂપે બહાર નિકળવું— વધવું. ( ૨ ) પલ્લવિત થવું, પુનરૂજ્જીવન પામવું, મહોરાવું; ફળ આપવાને ખીલવું; નિઘલવું. ઝાડનું. વિકસવું; પ્રફુલ્લ થવું. ( ૩ ) બરડ વસ્તુના આકારનું ભાગી જવું, નંકાવું; કકડા થઇ જવા. ઘડો ફૂટયો. ( ૪ ) જોરથી ફાટવું; જોસભેર અવાજ સાથે ફાટીજવું; અવાજ સાથે જોરથી હવામાં ભભુકી નિકળવું; અવાજ થવો.:–ફટાકાનું ફૂટવું. તોપનું ફૂટવું, ( ૫ ) આરપાર નિકળવું; બીજી બાજુએ દેખાવું; પ્રસરવું.–આ શાહી ફૂટે છે. ( ૬ ) એકદમ જોરથી પ્રસરવું–ફેલાવું; પ્રસરી–વ્યાપી જવું; જોરથી ફેલાઇ જવું.:–શહેરમાં કોઇ જાતનો મરજ ફૂટી નિકળ્યો છે. ( ૭ ) જાહેરમાં આવવું; જણાવું. ( ૮ ) રહસ્ય ભેદ થવો; નહિ છુપાવું; ઉઘાડું પડીજવું.:–વાત ફૂટી. ( ૯ ) છુટા પડવું; કુસંપ થવો, વિભેદ પડવો:–ઘરફૂટવું ઘરફૂટયું તેનું કર્મ ફૂટયું. (૧૦) રદ જવું; બંધ પડવું. ( ૧૧ ) માઠું થવું. ( ૧૨ ) ફરીજવું.

**ફુલ,** ન૦ [ सं. फुल्ल ] પુષ્પ; સુમન; કુસુમ વનસ્પતિનો તે અવયવ કે જેમાંથી બીજ ઉત્પન્ન થાય છે; ઝાડ, છોડ અને વેલીઓ વગેરેનો આકર્ષક સુગંધી અને પાંદડીઓ વાળો શાખાને છેડે નિકળેલો સુંદર અંકુરાવયવ; ફલોત્પાદક અવયવ; ઉઘડેલી કળી. ( ૨ ) ફુલના જેવો સુંદર ઘાટ તે, ( ૩ ) આંતસબાજીમાંથી નિકળતો ફુલ જેવો જે મોગરો તે; ચળકતો સુંદર

તણખો. (૪) આંખમાં છારીનું જે નાનું ટપકું બાઝે છે તે. ( ૫ ) સોપારીનો કાતરેલો ભુકો. ( ૬ ) જેમાં ગર્ભ બંધાય છે તે સ્ત્રી અવયવ; કમળ. ( ૭ ) પગની આંગળીએ પહેરવાનો રૂપાનો એક ઘાટ, છવિંટિયું. [ ૮ ] નાકનો કાંટો; ચુંક. [ ૯ ] રવૈનો પાંખિયાંવાળો છેડો તે. [ ૧૦ ] પુરૂષની ઇંદ્રીનો આગલો ભાગ, માથું તે. ( ૧૧ ) સ્ત્રીને અટકાવ આવવો તે; રજ. [ ૧૨ ] ઔષધિ વગેરેને આંચ આપવાથી ફુલીને જે પોચા પાસા–પહેલ પડે છે તે. :—અજમાનાં ફૂલ. ( વનસ્પતિનો રંગિતને સુગંધિદાર તે અવયવ કે જેમાંથી ફળોત્પત્તિ થાય છે. ) [૧૩] સરસ વસ્તુ કલગી; મંજરી; ભૂષણ. ( ૧૪ ) વિ૦ સરસ; ઉત્તમ.:–ફૂલ દારૂ.

**ફૂલવું**, ક્રિ૦ અ૦ પવન, વરાળ અને પાણી વગેરેના ભરાવાથી ઉચું થવું; ઉપસવું;(૨)વનસ્પતિનું પલ્લવિત થવું; ઝાડ વેલ વગેરે, નવાં પાન શાખા વગેરે આવવાથી ખીલીરહેવાં તે. (૩) વનસ્પતિઓની કળીઓનું ઉઘડવું; ખીલવું; પ્રફુલ્લથવું; ફૂલ આવવાં.(૪)પહોળા વિસ્તૃતથવું; તાજા–દોંગા. પુષ્ટથવું; ભરાવું; ફાટવું; બહારમાં આવવું. (૫) વખાણથી રાજી થવું; હરખાવું.(૬) તાને ચડવું; બહેકવું; મોટાઇનો દેખાડો કરવા મંડવું; છાપરે ચઢવું.(૭) બેડસાઇમારવી.

**ફુસ**, અ૦ તુચ્છ કંઇ નહિ એમ; રદ; તુચ્છ; નમળું એમ.(૨)હાર; પરાજય; ફુ થઇજવું તે. છોલાં જેવું તુચ્છ એમ.

**ફેજ**, પું૦ હાલત; સ્થિતિ; અવસ્થા.(૨)વલે; કર્યા કર્મનેલીધે થયેલી એવી ખરાબી તે. બેહાલી; પાપની શિક્ષા તે.(પરિપાક) એનો કેવો ફેજ થાય છે તે જોજો.

**ફેડવું**, ક્રિ૦ સ૦ ટાળવું; પુરૂં કરી નાંખવું; બતાવવું.

**ફેણ**, સ્ત્રી૦ સાપે પહોળું કરેલું ગળું; સાપનું ફૂલેલું ગળું તેમાં તે.(૨)ગરદન ઉંચી કરીને જાણવા, જોવા કે સામે થવાને તત્પર થવું તે.:–કંઇ વાત કહેતાં વાત તે તો સામી ફેણ માંડે છે. (૩) તાંબાના કોડિયા ઉપર રાખેલી એવી ચીપ; કોડિયાની જીભ. (૪) ફીણ; પ્રવાહીનો પરપોટિયોમેલતે.:–સમુદરફેણ.

**ફેન**, જુઓ ફેણ,

**ફેફર**, સ્ત્રી૦ મોં–ચહેરો, પગ અને બીજા ભાગઉપર આવેલી જે ફિકાશ તે; થોથર. લોહી ઓછું થવાથી મોં વગેરે અવયવો ઉપર આવતી પાંડુતા તે; આછો સોજો; અથવા સોજાનો જે વિકારી ભાસ તે. ક્રિ૦ પ્ર૦ ફેફર આવવી. સોજા ચામડીમાં પાણી ભરાયા જેવું લાગવું તે; પાંડુતા આવવી. ખટાશ વગેરે ખાધાથી મંદવાડમાંથી ઉઠેલા માણસના લોહીમાં સહેજ વિકાર થઇ આવે છે તે. લોહીની ફિકાશ જણાવી તે.

**ફેફરી**, સ્ત્રી૦ ફરફર નિકળતા શ્વાસ સાથે બોલાવું તે; (૨) ફરફર બોલવું તે.

**ફેફરૂં**, ન૦ વાયુનો એક રોગ; મોઢે ફીણ આવી ચક્કરખાઇ માણસ બેભાન થઇ જાય એવો એક રોગ; વાઇ, હિસ્ટિરિયા; એકદમ તાણ થઇ આવી મોઢે ફીણ આવે ને ભાન જતું રહે એવો ભ્રમીનો રોગ તે. (૨) દમ; ફરફર બોલવાનું ચાપલ્ય તે; ફુફવાડા મારવા અને બોલવું તે.

**ફેફસું**, ન૦ છાતીમાંનો શ્વાસ લેવા મૂકવાનો અવયવ. છાતીમાં બે બાજુએ બબ્બે પડનો આ અવયવ હોઇ શ્વાસ લેતાં તે ફૂલે છે અને શ્વાસ મૂકતાં સંકોચાય છે.

**ફેબ્રુઆરી**, પું૦ (અં.) અંગ્રેજી વર્ષનો બીજો મહીનો. ચોકડીના વર્ષમા તે ૨૯ દિનનો અને બાકીનાં ત્રણ વર્ષમાં ૨૮ દિવસનો ગણાય છે.

**ફેર**, પું૦ અંતર; તફાવત; જુદાપણું. (૨) ચક્કર; તમ્મર. (૩) ઘેરાવો; ઘેર. (૪) હાલત બદલાવી તે. (૫) કાણામાં ફરીને બેસતી આવતી પેચવાળી ખીલી;

પેચ; આંટાવાળી કરામત. ક્રિ૦ પ્ર૦ ફેર પડવો: આરામ થવો; તફાવત પડવો; સારૂથવું; બદલાવું.

**ફેરણી,** સ્ત્રી૦ ફરવું તે; રખડપટ્ટી; આંટાદેવા-મારવા તે. (૨) વેચવાને ફરવું તે; છૂટક માલ વેચવાને ફરવું તે.

**ફેરફરક,** અવળું સવળું; આડુંઅવળું.

**ફેરફાર,** પુ૦ અંતર; તફાવત. (૨) રદબદલી; કંઇ કાઢી કંઇ ઉમેરવું તે.

**ફેરબદલ,** વિ૦ બદલેલું હોય તેવું; અદલબદલ; કોઇને ઠેકાણે કોઇ હોય તેવું.

**ફેરબદલી,** સ્ત્રી૦ ફેરફારી; એક ઠેકાણેથી બદલાઇ બીજે ઠેકાણે જવું તે; સ્થાનાંતર.

**ફેરવવું,** ક્રિ૦ સ૦ બદલવું; ઠામ ફેરવવું.(૨) ચલાવવું; અહિંતહિં લઇ જવું.(૩)ગોળાકારે ચલાવવું. (૪) ફેરફાર કરવો.(૫) દુરસ્ત કરવું, (૬) રદ કરવું; નામંજુર કરવું. (૭) જુનાને ઠેકાણે નવું કરવું (૮) ધીમે રહીને ઘસવું; પંપાળવું. (૯) ફંફોળી લેવું. (૧૦) આંબળવું. રૂ૦ પ્ર૦ આંખ ફેરવવી; ગુસ્સો કરવો; ડોળા કાઢવા.

**ફેરાવો,** પુ૦ લાંબે સુધી ફરવું-જવું પડે તે; ચક્કર. (૨) ઘેર; વિસ્તાર; લંબાણપટ.

**ફેરિયો,** પુ૦ રસ્તે—શેરીએ શેરીએ ફરીને માલ વેચનારો; માલની ફેરણી કરનારો.

**ફેરિસ્ત,** સ્ત્રી૦ ( फा. ) યાદી; ટીપ.

**ફેરી,** સ્ત્રી૦ ફરવું તે; ફેરણી; આંટો; ચક્કર; માલ વેચવાને ફરવું તે.(૨) વખત; વાર.

**ફેરેજવું,** ક્રિ૦ અ૦ ઝાડે જવું; દિશાએ જવું; હગવું.

**ફેરો,** પું૦ જવું આવવું તે. [ ૨ ] લાંબે જવું તે; ચકરાવો ફેરો તે. ( ૩ ) આંટો; જવું—ફરવું તે. [ ૪ ] ઝાડો; હગામણ અતિસાર. ક્રિ૦ પ્ર૦ ફેરો થવો=અતિસાર થવો; વારંવાર ફેરે જવું પડે એવો એક રોગ તે; કળશિયો થવો.

**ફેલ,** પું૦ [ आ. ] પાખંડ; ઢોંગ; જુઠું આચરણ તે; ખોટો દેખાવ. [ ૨ ] બહાનું, મિષ. ( ૩ ) ગુનો; અપરાધ.

**ફેલખોર,** વિ૦ પાખંડી, ઢોંગી.

**ફેલજામીન,** પું૦ ફરીને જુઠું—નઠારૂં આચરણ ન કરે અને સારી ચાલ રાખે તે માટે લેવામાં આવતો જામીન તે,

**ફેલવું,** ક્રિ૦ અ૦ ફેલાવું; પસરીજવું; વ્યાપવું. ( ૨ ) વધવું; ફાલવું.

**ફેલાવ,** પું૦ વિસ્તાર; પ્રસરણ; પ્રસાર. (૨) વધારો; ફેલાવો.

**ફેલાવવું,** ક્રિ૦ સ૦ પ્રસરે એમ કરવું; ઠેકઠેકાણે જાહેર થાય એમ કરવું; પ્રસિદ્ધ કરવું. ( ૨ ) વધારવું; વિસ્તારવું; લંબાવવું. ( ૩ ) ઉડાવવું.

**ફેલાવું,** ક્રિ૦ અ૦ ફેલવું; પ્રસરવું. ( ૨ ) વધવું.

**ફેલાવો,** પું૦ ફેલાવ; પ્રસાર. [ ૨ ] વધારો; વિસ્તાર; વૃદ્ધિ.

**ફેલું,** ન૦ ફાંસ; ફાચર; આડખીલી. [ ૨ ] લપ; ઘુંચવણ; મુસ્કેલાઇ; મુસીબત. [ ૩ ] ભિંડાના ભોટાની લટ, પાન મૂકવા જેટલું છોડું. [ ૪ ] ગુંછળું.

**ફેસલ,** વિ૦ અંત આવ્યો હોય તેવું; છેવટનું.

**ફેંસવું,** ક્રિ૦ સ૦ તોડવું; ઉતારી પાડવું.

**ફેં,** અ૦ હસ; થાકી ગયું હોય એમ; નિ:શ્વસ.

**ફેંકવું,** ક્રિ૦ સ૦ છેટેથી નાંખવું; ઉશેટવું; ઉછાળીને નાખવું. [ ૨ ] દોડાવી મૂકવું; પુરપાટ છોડી મૂકવું. :—તેણે શત્રુ પાછળ ઘોડો ફેંક્યો. [ ૩ ] ગબડતું નાંખવું; ગુજારવું; નાંખવું.:—પાસા ફેંકવા. ફેંકી દેવું તુચ્છ ગણી તિરસ્કારથી નાંખીદેવું; કાઢી નાંખવું; નિરર્થક ખરચવું.

**ફેંટ,** સ્ત્રી૦ અંગરખા કે ઉપરણા વગેરેનો જે ઝુલતો છેડો તે; ચાળ; પાલવ. ( ૨ ) ઉપરણાની પાલવની ઝોળ. [ ૩ ] પીઠ પર ઝુલતી રહે એવી ઝોળી; ફાંટ. ક્રિ૦ પ્ર૦ ફેંટ પકડવી=નાસી જાય નહિ એમ પકડવું; છેડો ઝાલીને ઉભું રાખવું.

**ફેંટો,** પું૦ માથે બાંધવાનો કસબી પટો તે; મોળ. કસબી ફાળિયું. માથે બાંધવાનું

કપડું. [ ૨ ] માથે બાંધેલા કપડાનો અમુક આંટાદાર ઘાટ તે. [ ૩ ] તાડ વગેરેનાં પદડાંના વચલા રેસા તે; મોટી અને જાડી પાનની નસ (૪) કપટ; ઠગાઇ; છળ.

ફેંદવું ક્રિ૦ સ૦ કપડાં અને કાગળ વગેરે આમ તેમ ઉથલાવી નાંખવાં, છુટું—ખુલ્લું કરી નાંખીને શોધવું–જોવું.:–કાયદાના બધા ચોપડા ફેંદ્યા પણ કંઇ વળ્યું નહિ. ( ૩ ) છુટું કરી નાંખવું; વંખેરી નાંખવું; આમ તેમ આઘુંપાછું કરી નાંખવું. ( ૪ ) છુણી ભાગી નાંખવું; વલોવી નાંખવું; અમુક ઘાટમાં–રચનામાં હોય તેને બગાડી નાંખવું; ચુંથી નાંખવું; ખરાબ કરવું; વિંઝોટી નાંખવું; કચરી નાંખવું.

ફેંફાટ, અ૦ ચારેગમ; જેમ આવ્યું તેમ, ગમે તેમ. ( ૨ ) પુરપાટ. ફેંફાટ ઘોડો ફેંકયો. ( ૩ ) છુટે મોઢે; નિર્લજ્જરીતે; બેમર્યાદપણે; એફાટ:–ફેંફાટ શું બોલે છે ?

ફેંફેં, અ૦ ઢીલુંઘેંશ; થાકના ફુફવાડા મારતું હોય તેમ; થાકીને લોથ થઇ ગયેલું હોય એમ; બોલતાં પણ શ્વાસને લીધે હાંફતું હોય એમ. ક્રિ૦ ફેંફેં કરી નાંખવું=હરાવી–થકવી નાંખવું; ઢીલુંઘેંશ કરી નાંખવું; બોલતા મોએ ફાકા પડે એમ કરવું તે.

ફેંસલો, પું૦ નિકાલ; નિવેડો, તોડ; ચુકાદો; છેલ્લો ઠરાવ. ( ૨ ) હુકમનામું. ( ૩ ) ખુલાસો; છુટકો.

ફૈ, સ્ત્રી૦ ફોઇ; બાપની બહેન. ઉ૦ આગળ આવે છે મારી ફૈબાના માઢો; ત્યાં તે પેગામ પોચડાવો, હોજીજી.

ફૈડકો, પું૦ ઉતાવળે જવુંઆવવું તે; ફેરો; આંટો; ધુમાધુમ; ધુમાટો. [ ૨ ] સડસડાટ ચાલ્યા જતાં પાલવનો જે વિંઝોટો થાય તે; પાંખની પહેળાઇનો સપાટો તે. કહે૦ ચકલી નાની ને ફૈડકો મોટો=ફદ નાનું ને હેરાફેરાનો તનનાટ મોટો એમ.

ફૈંશો, સ્ત્રી૦ ફરવું સમવું તે; આરામ; સુવાણ.

ફોઈ, સ્ત્રી૦ બાપની બહેન.

ફોઇઆરૂં, વિ૦ ફોઇ તરફનું. ( ૨ ) ના૦ ફોઇ તરફની ભેટ. ફોઇજી=વડી ફોઇ તે.

ફોક, વિ૦ મિથ્યા; વ્યર્થ; રદ; ખાલી; નિરર્થક; ફોગટ.

ફોગટ, વિ૦ અમસ્તું; નકામું, વ્યર્થ જાય એવું. ( ૨ ) મફત; પૈસા આપવા પડે નહિ એવું.

ફોગટિયુ, વિ૦ પૈસા આપ્યા વગર ઉપભોગમાં આવે એવું. ( ૨ ) કામ લાગે નહિ એવું: મફતિયું.

ફોજ, સ્ત્રી૦ લશ્કર; સેના. [ ૨ ] માણસનો મોટો સમૂહ તે; ટોળું; ધાડ.

ફોજદાર, પું૦ કોટવાળ; શહેર અથવા કસ્બામાં થતા ગુના શોધી કાઢી ગુનેગારોને શિક્ષાએ પહોંચાડવાનું ને પ્રજાને રક્ષણ અપવાનું કામ કરનાર અમલદાર; પોલિસ અમલદાર.

ફોજદારી, સ્ત્રી૦ ફોજદારનું કામ તે; કોટવાળી. ( ૨ ) ગુના સાબીત કરી ફરિયાદ તે; ગુનેગારને શિક્ષા મળે એવી ફરિયાદ તે, ( ૩ ) ગુનાની તપાસ કરી ગુનેગાર ને શિક્ષા કરનારૂં ખાતું તે. ( ૪ ) વિ૦ ગુના સંબંધી, શિક્ષણીય; જોરથી–દાબથી અમલ કરનારૂં.

ફોટો, પું૦ [ Photo ] છબિ; ચિત્ર.

ફોટોગ્રાફ, પું [ અં૦ ] છાયાચિત્ર તે; છબિ; ચિત્ર, છાયા પ્રતિકૃતિ.

ફોડ, પું૦ છુટી છુટી વિગત તે; છુટું પાડી દેખાડવું તે; વિગતવાર સ્પષ્ટીકરણ. ભાગ પાડી છુટેછુટી વિગત દેખાડવી તે. ( ૨ ) વહેંચણ. ( ૩ ) નિકાલ; નિર્ણય. ક્રિ૦ પ્ર૦ ફોડપાડવો=છુટે છુટું કરી બતાવવું; વિગતવાર ખુલાસો કરવો.

ફોડણી, સ્ત્રી૦ મરચાં, હિંગ અને રાઇ મેથી તેલમાં કડકડાવી દાળ કઢી વગેરેમાં 'ફડ' થાય, એમ ઝબકોળવાં તે: વઘાર.

ફોડલો, જુઓ૦ ફોલ્લો.

**ફોડવું**, ક્રિ૦ સ૦ ( सं. स्फोटन ) ભાંગવું; તોડવું; કકડા કરવા. [ ૨ ] સપાટી-એકતામાં ભેદ પાડવો; વિભેદ પાડવો. ( ૩ ) અગ્નિ લગાડી અથવા અફાળીને અવાજ થાય એમ ઉડાડવું: અવાજ થાય અને ઉડે એમ કરવું; છોડવું:-બંદુક-ફટાકો ફોડવો. ( ૪ ) વછોડવું; છુટું કરવું. ( ૫ ) ઉઘાડવું. ઉકેલવું; કાગળ ફોડવો. ( ૬ ) ઝાંસવું; પીરસવું; મૂકવું:—એના ભાણામાં કોણ ફોડે છે! અહિયાં ફોડ. ( ૭ ) ખુલ્લું કરવું, જાહેર કરવું; છાનીવાત ઉઘાડી પાડવી. ( ૮ ) મગજમારી કરવી; તકરાર ચલાવવી.:-માથું ફોડવું. ( ૯ ) શસ્ત્રથી ઉઘાડવું; ચીરવું.:-ફોલ્લો ફોડવો; પેટ ફોડવું ( ૧૦ ) લાંચ આપી સામાવાળાને પોતાનું કરવું. ( ૧૧ ) મરડી-છટકાવીને અવાજ કરવો.:-ટચાકા ફોડવા. ( ૧૨ ) અંદરથી જોર કરી ફાટીને ઉડે એમ કરવું:-સુરંગ ફોડવી. ( ૧૩ ) આંખના-ડોળાને કામ કરતો બંધ થાય એવી ઇજા પહોંચાડવી. :-આંખ ફોડવી. ( ૧૪ ) કાનને દુઃખ થાય-કંટાળો આવે એમ કરવું. કાન બહેરા કરી નાંખવા. ( ૧૫ ) કૌમારભંગ કરવું. રૂ૦ પ્ર૦ ઘર ફોડવું=ચોરી કરવી. ( ૨ ) કુટુંબમાં ભંગાણ પાડવું. ( ૩ ) ગોત્રભંગ કરવો. માથું ફોડવું=તકરાર કરાવવી, આગ્રહ વિવાદ ચલાવવો, માથાઝીક કરવી. ( ૨ ) મારવું. ( ૩ ) ત્રાગું કરવું.:-એને ઘેર માથું ફોડીશ. આંખ ફોડવી=આંધળું કરવું. ( ૨ ) નીચા પડી ધારીને જોવું, :-સામે ધરી લે, આંખો ફોડ.' કાન ફોડવા=નકામાં બખાળા કરવા; ઘોંઘાટ કરવો. કંટાળો આપવો. સુરંગ ફોડવી=કોઇ જાણે નહિ ને લાંબે છેટે જઇ ભેદ ઉઘડે એમ કરવું; પલિતો મારવો; ફોલ્લા ફોડવા=નિંદા કરવી. તોપ ફોડવી=મોટી ગપ મારવી. ઘડો ફોડવો=મરણશોચ મઢવું; મરાં ગયું એમ જાણીને નહાઇ નાંખવું; ઘડો ઢોળવો. પેટ ફોડવું=કાયર કરવું.

**ફોડવું**, ન૦ શાક-ફળ વગેરેનો નાનો કકડો તે. :—બે ફોડવાં શાક મૂક છે.

**ફોત**, વિ૦ કતલ કરી મારી નાંખ્યું હોય તેવું. (૨) ના. પોચ; પોચી ડાગેર.

**ફોતરું**, ન૦ અનાજનું ઉપલું છોડું. (૨) કાગળનો કકડો. ( તુચ્છકારમાં )

**ફોદું**, વિ૦ ઢીલું; પોચું; નરમ.

**ફોદો**, પું૦ ગડણું-દહિંનો ફોદો; દહિં વલોવતાં પડેલા મીઠા કુચા, નાના પોચા કણ તે.:-છાશના ફોદા.

**ફોનોગ્રાફ**, પું૦ અવાજ અને ગાન વગેરેના ઉચ્ચારનું અનુકરણ થાય એવું એક યંત્ર; સ્વરસંવાદી યંત્ર; ધ્વનિધારક યંત્ર.

**ફોફળ**, ન૦ સોપારી.

**ફોફળી**, સ્ત્રી૦ સોપારીનું ઝાડ.

**ફોફૈયો**, પું૦ પાણીથી ભરેલો ફોલ્લો.

**ફોમ**, સ્ત્રી૦ સરત; યાદ.

**ફોર**, સ્ત્રી૦ ( आ. फतर ) વાસ; સુગંધ, પરિમળ; સોડમ.

**ફોરવું**, ક્રિ૦ અ૦ સોડવું; પામળવું; વાસ આપવી. ઉ૦ હૈયે હાર ગુલાબી ફોરે.

**ફોરાઇ**, સ્ત્રી૦ સ્ફુર્તિ; ચંચળાઇ; હોંશિયારી. (૨) ત્વરાથી કામ કરવાની ટેવ તે. (૩) ઉદારતા; હાથનું છુટાપણું.

**ફોરું**, ન૦ [ सं. पृषत् ] ટપકું; છાંટો; જળબિંદુ. (૨) વિ૦ ચંચળ; ઉતાવળું. (૩) ઉદાર; ખુલ્લા દિલનું; મોકળા મનનું. રૂ૦ પ્ર૦ ફોરાં પડવાં=વરસાદ થવો. :-ફોરાં પડે આવજે=વરસાદ આવે ત્યારે.

**ફોલ**, પું૦ કચુકા કાઢી નાંખેલી આંબલી; ફોલી નાંખેલું જે તે.:-બે રૂપિયે મણ ફોલ અને સવારૂપિયે આંબલી.

**ફોલવું**, ક્રિ૦ સ૦ કઠોળ-ફળ વગેરેનાં છોડાં કાઢવાં તે; છોડું ઉખાડી નાંખવું. (૨) ધીરે ધીરે ખણી-ઉખાડીને ખાવું; સમ-

જાવી-ફોસલાવીને ખાવું તે. (૩) શિંગ વગેરેમાંથી કણ છૂટાપાડવા; કાલામાંથી રૂ કાઢવું.:-કાલાં ફોલવાં-જિંડવામાંથી રૂ જુદું પાડવું.

**ફોલ્લી,** સ્ત્રી૦ ચામડી ઉપર પરૂનો નાનો પરપોટો થઇ આવવો તે; ચામડીપર ઉપસેલી પરપોટી.

**ફોલ્લો,** પું૦ ચામડી ઉપર ઉપસી આવેલો પરપોટો; એમાં પરૂ ને લોહી હોય છે. ફોડલો; ફફોલો.

**ફોસલામણ,** ન૦ ફોસલાવવાનું જે તે; ફોસલાવાનું સાધન.

**ફોસલામણી,** સ્ત્રી૦ ફોસલાવવું તે; પટામણી.

**ફોસલાવવું,** ક્રિ૦ સ૦ ખોટું સમજાવવું; વટાવવું. (૨) છેતરવું; આંજવું.

**ફોસફરસ,** ન૦ [ अं. ] હવા લાગતાં સળગી ઉઠે એવું એક તત્ત્વ. આ તત્ત્વ પ્રાણીઓનાં હાડકાંમાંથી મળી આવે છે. તે પાણી બહાર રખાતું નથી, કારણ કે હવા લાગતાંજ ધીરેથી સળગવા માંડે છે. એની ગંધ લસણ જેવી આવે છે. તે પીળું ને લાલ બે રંગનું મળે છે. પીળું વધારે આકરૂ ને જલદ હોય છે. દિવાસળી બનાવવામાં અને ઔષધમાં તેનો પુષ્કળ ઉપયોગ થાય છે. મનુષ્ય પ્રાણી અને વનસ્પતિને પોષણ આપી ટકાવનારાં તત્ત્વોમાંનું તે એક મુખ્ય તત્ત્વ છે, ફાસફરસ.

**ફૌડી,** સ્ત્રી૦ ફાઉડી; શિયાળના જેવું પણ તેનાથી કદમાં જરા નાનું એક જંગલી પ્રાણી.

**ફ્રિમેશન,** એક બીજા પ્રતિ બંધુભાવ રાખી એક બીજાને સંપૂર્ણ સહાય કરવા-બનાના સંકેતવાળી એક સંસ્થા અથવા સંપ્રદાય તે. આ સંપ્રદાય અથવા છુપા સંકેતવાળી સંસ્થાનો જન્મ પણ બીજા ધાર્મિક સંપ્રદાયોની માફક એશિયા ખંડમાં થયો હતો, છુટા વિચારના—પોતાના મંડળમાં ભળેલાઓ પ્રતિ સંપૂર્ણ બંધુભાવે વર્તનારા સલાટો અને કડિયાઓએ બાંધેલો ગોળ. તેરમા સૈકામાં આ સંપ્રદાય રોમમાં દાખલ થયો હતો અને તે પછી યુરોપના બીજા દેશોમાં તેનો ફેલાવો થઇ જર્મનમાં તેનું—ફ્રિમેશન મંડળ સ્થપાયું હતું. ઝનુની ખ્રિસ્તીઓથી પોતાનો બચાવ કરવાને સ્વાર્થ સાધવા, માટે આફ્રિકાના મુસલમાનોએ તેને સ્પેનમાં દાખલ કર્યો હતો. દુનિયા ઉપર બધે તે હાલ પથરાઈ ગયેલો છે અને ધર્મ કે જાતિના તફાવત સિવાય હરકોઈ માણસ તેના સંકેતો સ્વીકારીને પાળવાના કડક સોગન ખાઇ તેમાં દાખલ થઇ શકે છે.

**ફ્રેંચ,** વિ૦ ફ્રાંસનું; ફ્રાંસ દેશનું રહેવાસી તે. :-ફ્રેંચ આદમી. ( ૨ ) ફ્રાંસની ભાષા. આખા યુરોપમાં ફ્રેંચ ભાષા એક એવી ભાષા છે કે જે બધે જ ચાલી શકે છે.

**ફ્રેંચપેપર,** પું૦ ધોળા પાતળા ને સુંવાળા હલકા કાગળ તે.

---

**બ**, પું૦ [ સં. બ ] ગુજરાતી લિપિનો ચો-
તરીસમો મૂળાક્ષર અને તેવીસમો વ્યંજન વર્ણ.

**બઈ**, સ્ત્રી૦ બાઈ; સ્ત્રી. સ્ત્રીઓને સંબોધતાં વપરાય છે.:—બઈ ! તમારૂં કોઈ સગું છે ?

**બઈજી**, સ્ત્રી૦ બાઈજી; સાસુમા. જૈન અને બીજા કેટલાક લોકમાં વહુ તેની સાસુને આ શબ્દે સંબોધે છે. ઉ૦ આગળ બઈજી એમ કહેતાં જે, વહુને આપીશ તોડોરે, હવે તે બઈજી એમ શું કહો જે, વહુ તો ઘમ્મર ઘોડોરે. બાળાગીત.

**બઈયર**, સ્ત્રી૦ બૈયર; બાઈડી; સ્ત્રી; વહુવર; મોટી ઉમ્મર લાયક કન્યા વહુ તે. :—માંટીબઈયર એક થયાં એટલે પત્યું.

**બઈરી**, સ્ત્રી૦ બૈરી; સ્ત્રી; બાઈડી. (૨) પત્ની; વહુ; ભાર્યા.

**બઈરૂં**, ન૦ બૈરૂં; સ્ત્રી; બાઈડી. (૨) પત્ની; ભાર્યા.:—બીજું બઈરૂં કરવા વિચાર છે કે ?

**બઉ**, પું૦ બાઉ, લાડુ. (૨) ગળ્યું ખાવાનું. બાળક માટે બોલાય છે.

**બઉઓ**, પું૦ બાઉ; લાડુ.

**બઉલું**, ન૦ બાઉલું; ગાય ભેંશનો દૂધથી ભરેલો ચાર આંચળવાળો અવયવ.

**બઉલું**, ન૦ બાઉ, કરોળિયો અને તેની જાતનાં જીવડાં લાળની જાળ બાંધે છે તે; જાળનો લોચો. :—શાક છીણતા આંગળી કપાઈ તેની પર બઉલું દાબી દો.

**બક**, પું૦ [ સં. ] બગ; બગલો; મત્સ્યાહારી એક પંખી. બકધ્યાન=ઢોંગ.

**બકબક**, સ્ત્રી૦ બકરીને પાસે બોલાવવાને તેના અવાજનું અનુકરણ કરવું તે. (૨) લવલવ; લવારો; નકામું ઘણું બોલવું તે; બકવા.

**બકબકાટ**, પું૦ બકબક; લવારો; મિથ્યા બોલ બોલ કરવું તે.

**બકબકિયું**, વિ૦ બકબક કરનારૂં; લવરીખોર તકરારી; માથાફોડિયું.

**બકરકુંદી**, સ્ત્રી૦ બકરાના જેવાં ગેલતાનની મસ્તી—કૂદાકૂદ તે; તાનબાજી: તાગડધિન્નાં. ખાઈ પીને વગર ફિકર રાખવ સ્વાભિમાન પૂર્વક સ્વચ્છંદે મહાલવું તે. :—સાસુ સસરો બેઠાં છે અને અઢળક ધન છે એટલે વહુ બકરકુંદી કરે નો ! છાક; ઉછાંછળાપણું; તોર તાફાન. (૨) કસરતનો એક પ્રકાર. ક્રિ૦ પ્ર૦ બકરકુંદી કરવી=નિષ્કાળજીએ ખાઈ પીને મોજમજા કરતા સ્વચ્છંદે ફરવું હરવું.—ઉછાંછળાપણું વગેરે તે.

**બકરી**, સ્ત્રી૦ બકરાની માદા, બોકડી; છાગી પાહડી. રૂ૦ પ્ર૦ બકરી બેં થઈજવું= ગરીબ—નમ્ર થઈ જવું; જેમ કહે તેમ હાજી હા કર્યા કરવું; દીન અધીન થઈ જવું; વશ વર્તવું.

**બકરીઈદ**, સ્ત્રી૦ એક મુસલમાની તહેવાર. રમજાન મહીના પછીની બીજ ને બીજે દિવસે આ તહેવાર પાળવામાં આવે છે. કહે૦ બકરી-ઈદ સૌ કરે ને વાઘ ઈદ કોઈ ન કરે, અર્થાત્ સૌ ગરીબને સતાવે છે.

**બકરૂં**, ન૦ એક ગરીબ નાનું ચોપગું દૂધાળું પ્રાણી; છાગ; બોકડું. કહે૦ બકરૂં કાઢતાં ઉંટ પેસે=સહેજ સુખ કરવા જતાં મોટી પીડા આવી પડે. એવા અર્થમાં વપરાય છે.

**બકરો**, પું૦ બકરીનો નર તે; બોકડો. (૨) ઢોંગો; માતેલો. :—બકરા જેવો છે.

**બકવા**, પું૦ બકબક કરવું; ઘોંઘાટ કરવો તે; બોલબોલ કરવું તે. ચૂપ રહો. બકવા મત કરો. ગડબડ; બકબકાટ; મિથ્યા ભાષણ; લવારો.

**બકવાટ**, પું૦ લવારો; બકબક.

**બકવાદ**, પું૦ માલ વગરનું—મુદ્દા વગર ખાલી બોલ બોલ કરવું તે; લવારો; વિતંડા.

**બકવું**, ક્રિ૦ સ૦ બોલવું; વદવું. (૨) વિચાર કર્યા વગર ગમે તેમ બોલવું. જુઠું-એલફેલ સ્વચ્છંદી બોલવું. (૩) લવરી

કરવી. ( ૪ ) સરત કરવી; બાંધણીવાળું બોલવું.:–હોડ બકવી.

**બકવૃત્તિ**, સ્ત્રી૦ ( સં. ) બગલાની માફક ઝડપ મારવાનો તાલ આવતા લગી ગરીબ ને મૌન થઈ ચૂપચાપ બેસી રહેવાનો સ્વભાવ–આદત તે. તાલ આવતા લગી ચૂપચાપ બેસી રહી સ્વાર્થ સાધી લેવો તે; બગલાના જેવું વર્તન તે.

**બકાઇ**, સ્ત્રી૦ બગાસું ઉ૦ જશોદા માતાનું દુ:ખ જાણી, હરિએ ખાધી બકાઇ.

**બકાત**, વિ૦ બાકી; વધેલું; વાપરતાં રહેલું.

**બકાર**, પું૦ [ સં. ] બ એવો અક્ષર અને ઉચ્ચાર તે; બબ્બો.

**બકારી**, સ્ત્રી૦ ઉબકો; વમનનો ઉછાળો; ઓક; ખાધેલું ન ખાઇ જાય એમ થવું તે. ક્રિ૦ પ્ર૦ બકારી આવવી=કેલટીનો ઉકાંટો આવવો; વમન.

**બકારો**, પું૦ ધાંટો, મોટો સાદ; બૂમ. ( ૨ ) બકબકાટ; લવારો.

**બકાલ**, [ આ. बक्कल ] જેમ તેમ કરીને દુકાન માંડી બેઠેલો કાછિયો કે વાણિયો તે. પરચૂરણ શાકભાજી અને ઘરગતુ ચીજો વેચનારો વેપારી. ( ૨ ) વાણિયો કંજુસ, ચીકણા સ્વભાવનો અને સંભાળીને વેપાર કરનારો માણસ; પોચો–ગરીબ સ્વભાવનો માણસ; તિરસ્કારમાં હાલ વાણિયા માટે વપરાય છે.

**બકાલાપીઠ**, સ્ત્રી૦ શાકબજાર; જ્યાં શાકભાજી વેચાતાં હોય તે સ્થાન.

**બકાલું**, ન૦ શાકભાજી; લીલોતરી શાક. (૨) લીલું–તાજું ઘાસ તે.

**બકાવવું**, ક્રિ૦ સ૦ બકે તેમ કરવું. (૨) ચટાવવું; ઉશ્કેરવું. (૩) ખીજવવું.

**બકુડી**, અ૦ છોકરાં પ્રતિ ઉચ્ચરાતો બહુજ વહાલભર્યો ઉદ્‌ગાર.

**બકુલ**, ન૦ [ સં. ] એક જાતનું ઝાડ અને તેનું ફૂલ. બકુલનું ઝાડ ઘણું મોટું થાય છે. બગીચામાં તે છાયા ને શોભા આપે છે. એનાં બિયાં અતિસાર ઉપર અને એની છાલ વંધ્યત્વ નિવારણ માટે અપાય છે. બકુલનાં બિયાંમાંથી નિકળતું તેલ પણ ઉપયોગમાં આવે છે. એ બારેમાસ ફૂલ આપે છે અને ફૂલ પણ સદા સુગંધિ આપ્યા કરે છે. ભાષાના કવિઓ એમ માનતા કે તેની પર મધનો કોગળો કરે તો ફૂલ આવે.

**બકોર**, પું૦ ઘોઘાટ; કોલાહલ. ઉ૦ બકોર સંભળાયો બારણે, હાહાકારનો હેત, જાગ્યો બેનો ખાતરી, આવ્યો લોક સમેત સામળ.

**બકોરવું**, ક્રિ૦ સ૦ મોટા ઘાંટા પાડીને બોલાવવું; હાકોલવું; સાદ દેવો; બરકવું.

**બક્ષવું**, ક્રિ૦ સ૦ મોટા માણસે નાનાને ભેટ તરીકે કંઇ આપવું તે; ખુશી થઇને આપી દેવુ; ભેટ કરવું; ઇનામ–પારિતોષિક રૂપે આપવું તે. (૨) માફી આપવી: ગુના–દોષમાંથી વગર સજાએ જતું કરવુ; મૂકી દેવું; દાન આપવું.

**બક્ષી**, પું૦ લશ્કરને પગાર આપનારો અમલદાર. (૨) ઘોડેસ્વાર લશ્કરનો ઉપરી.

**બક્ષીસ**, સ્ત્રી૦ [ फा. ] ખુશી થઇ કોઇને કંઇ આપવું તે; ભેટ; ઇનામ; પારિતોષિક; પ્રસન્નતાની ભેટ. ગુણ–આવડ વગેરેની કદર કરી ભેટ વગેરે આપવું તે.

**બખતર**, ન૦ [ फा. बख्तर ] ઝટકો લાગે નહિ કે તીર ભોંકાય નહિ તે માટે પહેરવાનો સૈનિકોનો પોલાદની કડીઓનો ડગલો તે; કવચ, ઝિલખત.

**બખતાવર**, વિ૦ ભાગ્યશાળી; નસીબદાર; સુખી.

**બખર**, સ્ત્રી૦ તવારીખ; હકીકત; વૃત્તાંત; ઇતિહાસને યોગ્ય અમુક કાળનું અથવા રાજા કે અમલદારનું વૃત્ત–હેવાલ તે.:–મરાઠીબખર.

**બખરવું**, ક્રિ૦ અ૦ સાલવું; લાગવું. (૨) પચાવું; ભોગપડવું.

**બખાબખી**, સ્ત્રી૦ બોલચાલ; બોલંબોલા કરવી તે; સામસામે બખાળા કરવા તે.

ળીઓ જાંબુડિયા બેસતી બંગડીઓ. કાચનું પાતળું કંકણ તે બંગડી.

**બંગલી**, સ્ત્રી૦ નાનો બંગલો.

**બંગલો**, પું૦ [અં.] વાડી વચ્ચે બાંધેલું સુંદર મકાન.

**બંગાળી**, વિ૦ બંગાળદેશનું; બંગાળ સંબંધી.

**બંગાળું**, ન૦ લીલી કે પીળી ભોંય ને વચમાં બીજા રંગની ટપકીવાળું ઘાઘરાનું લુગડું; ભાતીગલ ઘાઘરાપાટ.

**બંગી**, સ્ત્રી૦ બિંદી; ટપકી; નાની ટીલડી; બે ભમરો વચ્ચે કરેલી ઝીણી ટપકી.

**બંટ**, પું૦ વાવીને પકવેલા અનાજ સાથે થયેલો જંગલી કણ તે; બંટિયો.

**બંટિયો**, પું૦ ચોખાની અંદરનો અણખેડ ખડનો કણ તે.

**બંટી**, સ્ત્રી૦ એક જાતનું સામા જેવું અનાજ. આ ધાન્ય જલદી પાકે છે અને થોડી મહેનતે એની મેળે ઉગી નીકળે છે. એના તાંદળાનો ભાત ને લોટના રોટલા થાય છે.

**બંઠ**, વિ૦ બુંઠ; અક્કલ વગરનું; ધાર વગરનું.

**બંડ**, ન૦ હુલડ; ફિસાદ; બળવો.

**બંડખોર**, વિ૦ તોફાની; ફિસાદી; હુલડી; બંડ કરનાર.

**બંડિયું** ન૦ બદન; બંડી.

**બંડી**, સ્ત્રી૦ કમ્મર લગી આવતું પહેરવાનું વસ્ત્ર તે; બદન.

**બંદ**, પું૦ બંધ; જેથી કોઇ ચીજ ખુલ્લી વહેતી બંધ થાય તે; આડ. (૨) બેડી; હેડ. (૩) હદમાં રાખવું તે; કેદ કરવું તે; પાણી અટકાવવાનો પુસ્તો; બાંધ. (૪) પટો.

**બંદગી**, સ્ત્રી૦ (फा.) ઇશ્વર પ્રાર્થના; ભક્તિ; નિમાજ. (૨) હુકમ; આજ્ઞા.

**બંદર**, ન૦ સમુદ્ર અથવા નદી કિનારાની તે જગા કે જ્યાં આગળ આવીને વહાણો થોભતાં હોય; જ્યાં વહાણો છોપતાં હોય તે સમુદ્ર કે નદીનો કિનારો. (૨) સમુદ્ર કે નદી ઉપરનું તે ગામ કે શહેર, કે જ્યાં આગળ જળમાર્ગે વેપાર રોજગાર ચાલતો હોય. (૩) ફુરજો; માંડવી; ધક્કો; ધકકો. ક્રિ૦ પ્ર૦ બંદરજવું–ઝાડેજવું.

**બંદરી**, સ્ત્રી૦ એક જાતનું બુટ્ટીવાળું કપડું; છિંટ. આ કપડાની પાઘડીઓ થતી હતી.:–બંદરી પાઘડીઓ.

**બંદવો**. જુ૦ બંધવો.

**બંદી**, પું૦ કેદી, બંદીવાન. (૨) સ્ત્રી૦ બંધી; અટકાવ; મનાઇ; બંધી. (૩) રાજા અને ગૃહસ્થ વગેરેનાં વખાણ કરનારો–ગીત ગાનારો ભાટ, ચારણ વગેરે; માગધ.

**બંદીજન**, પું૦ રાજા અને ગૃહસ્થ વગેરેનાં પરાક્રમ અને જશ ગાનાર એક જાતિ; ભાટ; માગધ. ઉ૦ બંદીજન કરે વખાણ.

**બંદુક**, સ્ત્રી૦ (अ. बुन्दुक) દારૂભરીને ફોડવાનો–ગોળી ઉડાવવાનો એક નળિકાયંત્ર; નલિકા; પિસ્તોલ; ગોળી ફેંકવાનો યંત્ર; એક અગ્ન્યસ્ત્ર. રૂ૦ પ્ર૦ બંદુકભરવી=મૂખ ઉશ્કેરવું; જોરથી બખાળો એમ ચઢાવવું; સામે કરવું; લડવાને–ઉડાવી–ઉથલાવી નાંખવાને તૈયાર કરવું.:–આજે ભાઇને એકાંતમાં બેસાડીને ભાભીએ મારી સામે બંદુકભરી છે. (૨) ગોળી.:–બંદુક મારી.

**બંદો**, પું૦ (फा बन्द) બંધાયેલો માણસ; સેવક; દાસ.:–ખુદાનો બંદો=પરમેશ્વરનો દાસ, આજ્ઞાંકિત, તાબેદાર, અધીનજન. (૨) હું પોતે; સ્વાભિમાનપૂર્વક પોતાને માટે બોલાય છે.:–બંદા ખાય કે તાપે. મારે કંઇ ફિકર નહિ. જ્યા બેઠા–પડયા ત્યાં ખેમ ને કુશળ.:–હવે બંદાના સપાટા જોજો=હવે મારૂં પરાક્રમ જોજો.

**બંદોબસ્ત**, પું૦ (फा. बंदोबस्त) ગડબડ, દંગાઇ ને મારફાડ વગેરે ધાંધલ કે વસ્તુની રચના આઘીપાછી થાય નહિ એમ કરવું ને રાખવું તે; વ્યવસ્થા; નિયમન–નિયંત્રણ તે. (૨) ગોઠવણ; તજવીજ; તપાસ; તકેદારી; સોઇ; સગવડ.

(૩) જાપતો. (૪) કરાર; ઠરાવ; કબુલાત, સુલેહ–શાંતિ જાળવી–રાખવી તે. દેશમાં બંદોબસ્ત રાખજો.

**બંધ,** પું૦ (સં.) બંધન; બંધારણ. બાંધવું –હદ કરવી તે; ધારો; નિયમ.(૨) અટકાવ; રોકાણ.(૩)બાધ; પાળ; ઘાટ. ધોરી પુસ્તો (૪)જોડીને સાથે રાખનાર–પટો; પાટો. ગોઠ; બેડી. (૫) બાંધવાના કામનું તે; દોર; દોરડું–વગેરે તે. (૬) સાથે ગોઠવેલું–યોજેલું તે; રચના; નિબંધન; ગુંથણી. :–પદબંધ; નિબંધ: પ્રબંધ. (૭) શરીર; દેહ, વગેરેનું બંધારણ તે. ક્રિ૦ પ્ર૦ બંધ કરવું=મીચવું; બીડવું; :–આંખ બંધ કરવી, અટકાવવું; વાસવું; :–દરવાજા બંધ કરવા. અટકાવવું; રોકવું ખાળવું. :–વ્યવહાર બંધ કરવો; પાણી બંધકરવું. બીડવું; વાળવું; અંદર ઘાલવું :–કાગળ બંધ કરવો. આટોપવું; રહેવા દેવું :–સાંજપડી હવે કામ બંધ કરો. પુરૂં કરવું: સમાપ્ત કરવું; અંત આણવો. :–હવે એ વેપાર અમે બંધ કર્યો છે. બંધાયેલા હોવાપણું; બંધનમાં –પ્રતિજ્ઞા પાળવીજ એવી કબુલાતમાં હોવાપણું. દાબ; ધાક; મર્યાદ; હદ; આંક. બંધ બાંધવો–અમુક અમુક હદ લગી થાય એમ તે; નિયંત્રણ કરવું તે.

**બંધકી,** સ્ત્રી૦ વેસ્યા; છિનાળ; તાયફો.

**બંધકોશ,** પું૦ ઝાડો આવે નહિ એવી પેટની સ્થિતિ તે; કબજિયાત; મળબંધ.

**બંધન,** ન૦ (સં.) બંધ; બાંધણી. (૨) નિયમ; ધારો. (૩) અટકાવ; પ્રતિબંધ (૪) પાશ; જાળ. (૫) કેદ; કબજે પડવું તે. ઉ૦ મોટાનો થઇ વેરી બંધન પડયો, તે ભૃંગ આ અંબુજે. (૬) પટો; દોર; ચાપડો. (૭) મના; બંધી.

**બંધબેસતું,** વિ૦ માપક આવતું; અનુકૂળ; ગમતું; ગોઠતું. (૨) બરોબર થઇ રહે એવું; બેસતું; યોગ્ય.

**બંધવ,** પું૦ બાંધવ; ભાઇ; સહોદર.

**બંધાણ,** ન૦ બાંધવાનું તે; દોરડું, પટા વગેરે. (૨) ગાંઠ; પાશ: જાળ. (૩) બંધન; અટકાવ; રોકાણ. (૪) બાંધણી; બાંધવાની રીત તે. (૫) હેળ–ટેવ; આદત; વ્યસન :–ડોસાને અફીણનું બંધાણ છે.

**બંધાણી,** વિ૦ બંધાયેલું; કાબુમાં હોય એવું; વ્યસનવશ; હેળ ટેવવાળું; જેને અમુક વગર ચાલેજ નહિ એવું :–અફીણનો બંધાણી.

**બંધામણ,** ન૦ બાંધવા કે બાંધવાનું લવાજમ. મજુરી તે :– ઘડી બંધામણ વધ્યું.

**બંધામણી,** સ્ત્રી૦ બંધામણ. ( ) સરત; કબુલાત; કરાર.

**બંધારણ,** ન૦ એક બીજા સાથે ભેળ રહેવાપણું તે; ઘણી વસ્તુઓ કે તત્વના સંયોગ તે; બનવટ; રચના; બાંધણી. :–એના બંધારણમાં ઘણી ચીજો આવે છે; બે કે વધારે વસ્તુઓનું એક બીજા સાથેનું જોડાણ તે. (૨) યોજના; ગોઠવણ; ઘાટ. (૩) ગ્રથના–નિબંધના વિષયની ગોઠવણ તે. (૪) જેથી બાંધો બંધાય તેવી વસ્તુ કે તત્ત્વ તે; બાંધો. જે વસ્તુ ખાધા કે લીધા વિના ચાલેજ નહિ તે; વ્યસન હેળ; :–અફીણનું બંધારણ ખોટું. (૫) બાધણું.

**બંધારો.** પું૦ જેવા જેવી ભાત વેલ બુટ્ટા પાડવા હોય તેવી રીતે લુગડાને બાંધીને જુદા જુદા રંગથી રંગીને તૈયાર કરનારો; બાંધણીઓ–રંગનારો તે. (૨) રેશમનાં કપડાંને ધોઇ કુંદી કરનારો; રંગરેજની એક જાત. બાંધણી બંધાવી. ને રંગવાનો ધંધો કરનારો માણસ તે.

**બંધાવવું,** ક્રિ૦ સ૦ બંધન કરાવવું; કોઇ વસ્તુ એક સાથે જોડાઇ રહે એમ કરાવવું (૨) અમુક ઘાટ આવે એમ વિટળાવવું. :–પાઘડી બંધાવવી. રૂ૦ પ્ર૦ પાઘડી બંધાવવી–પોષાક આપવો; રીઝના સરપાવ આપવો; શાબાશી આપવી.

**બંધાવું,** ક્રિ૦ અ૦ બંધન થવું; સરત–

કરારથી કબુલ થવું; પ્રતિજ્ઞાવશ થવું; બંધનમાં પડવું. (૨) ઠરવું; નક્કી થવું. :—પંદર રૂપિયા પેનશન બંધાયું. (૩) અટકાવું; રહીજવું; હિલચાલ અટકી પડવી. :—હવે પગ બંધાયો. ઘણા દિવસ પાંજરામાં રહેવાથી પોપટની પાંખો બંધાઇ ગઇ. (૪) સંઘટ્ટ થવું; મળી જવું :—આ દૂધ બંધાય ત્યારે જોજો.

**બંધિયાર**, વિ૦ બંધાયેલું હોય એવું; નહિ વહેતું એવું; નહિ હરતું ફરતું એવું. (૩) વાસ્યું રહેતું કે રહેલું હોય એવું; અવાવર. :—બંધિયાર પાણી—બંધિયાર ઢોર, અને બંધિયાર ઘર—ટાંકું વગેરે.

**બંધી**, સ્ત્રી૦ અટકાવ; મના. (૨) પરહેજી; કરી. (૩) કરાર; બોલી; સરત. (૪) પાકી; અણોજણે ક્રિ૦ પ્ર૦ બંધી કરવી —મના કરવી. કરી પળાવવી. કરાર કરવો; અટકાવ કરવો.

**બંધીખાનું** ન૦ કેદખાનું; તુરંગ; જેલ.

**બંધીવાન**, વિ૦ બંધાયેલું; કબજામાનું; કબજે કરેલું હોય એવું; પુરેલું; અટકાવેલું; કેદી; બંધનમાં નાખેલું તે.

**બંધુ**, પું૦ (સં.) ભાઇ; બાંધવ; સહોદર. (૨) દોસ્ત; સ્નેહી; સાથી; સોબતી. (૩) સગપણ કે નાત જાતમાંનો સમવયસ્ક. બંધુજન=સહોદર; ભાઇભાંડું; આપ્તજન તે.

**બંધુતા**, સ્ત્રી૦ ભાઇપણું; ભાઇચારો; દોસ્તી; મિત્રભાવ.

**બંધુત્વ**, ન૦ [સં] ભાઇપણું; બંધુતા.

**બંધુર** વિ૦ (સં) સુંદર; રમણીય; પ્રીતિ ઉપજાવે એવું.

**બંબ**, વિ૦ મોટું અજરાલ; બિંબાકાર. :—જાડું બંબ. અગડબંબ. (૨) પું૦ બાવળ. ઉ૦ એક ક્યારામાં કેરું રોપીયા, ભાઇ આંબો ને વળી બંબ; આંબે અમૃતફળ નિપજ્યાં, ને ભાઇ બંબે આવી શૂળ. (૩) નરઘામાંનું બહાયું. મૃદંગનાં જે પાસામાં ખરજનો સૂર વાગે છે તે. (૪) ઢંઢેરો; ઢંઢેરો. ક્રિ૦ પ્ર૦ બંબબજાવવું=નગારાની પેઠે ટીપવું; મારવું ટોક્વું.

**બંબેબંબ**, પું૦ મોટે મોટું તે; જુદા તડાકા; તૂત અંધેર.

**બંબો**, પું૦ જેને ચામડાની નળી હોય એવો પાણીની ધાર ઉડાડવાનો યંત્ર; પાણી કાઢવાનો સંચો. (૨) પાણીનો નળ તે; જેમાંથી પાણી વહી આવતું હોય તે નળ. (૩) પાણી ગરમ કરવાના નળ—કૉફવાળી એક બનાવટ—ઘાટ તે. :—બંબામાં કોયલા નાંખીએ એટલે પાણી ગરમ થાય.

**બંસરી**. સ્ત્રી૦ વાંસળી; વેણુ; મોરલી.

**બંસી**. સ્ત્રી૦ વાંસળી; મોરલી.

**બંસુરી**, સ્ત્રી૦ વાંસળી.

**બા**, સ્ત્રી૦ મા; માતા. માને બા કહીને બોલાવવાનો ચાલ છે. (૨) બહેન :—ફૂપાળી બા. વહુઓ મોટી નણંદને પણ બા કહીને બોલાવે છે. (૩) લાડ અને વહાલનો આશ્વાસક ઉદ્ગાર મોટાં નાનાં બાળક ને ગરીબ તરફ વપરાય છે:—નહિ રે બા. પારસીઓમાં વપરાય છે. :—બા તમુને હું ઓળખતો નહિ તો.

**બાઈ**, સ્ત્રી૦ મોટી ઉમ્મરની વિધવા કે સધવા સ્ત્રીને બોલાવતાં વપરાય છે—બાઇડી; બહેન. ઉ૦ અરે બાઇ બાઇ તમે, સર્વથી સગાઇ સાહી. (૨) સાસુ કહે૦ બાઇના ફૂલ બાઇને અને શોભા મારા ભાઇને. બાઇને કોઇ લેનાર નહિ ને ભાઇને કોઇ દેનાર નહિ.

**બાઇકલાણી**, સ્ત્રી૦ ગરીબાઇ—દૈન્ય બતાવવું તે; આજીજી; યાચના. ૨) સાલસાઇ; નામર્દાઇ; ભિખારીવેડા કરવા તે. ક્રિ૦ પ્ર૦ બાઇકલાણી કરવું=ભીખખાવું; ગરીબી દેખાડી દયા ઉસ્કેરી માગીખાવું; દૈન્ય દેખાડવું; આજીજી કરવી. (૩) કન્યારાશિ; બાયલો.

**બાઈજી**, સ્ત્રી૦ માનવંતાં બા; સાસુજી; સાસુ. ઉ૦ આગળ બાઇજી એમ કહેતાં જે વહુને આપીશ સાકર રે, હવે તે બાઇજી

એમ શું કહો જે, વહુ તો ઘરની ચાકરે રે. બાળગીત.
બાઇડી, સ્ત્રી૦ બાઇ; સ્ત્રી; અબળા. (૨) ભાર્યા; પત્ની; વહુ.
બાઇમાણસ, ન૦ સ્ત્રી; અબળાજન; બૈરૂં.
બાઉ, પું૦ લાડુ; મિઠાઇ. નાનાં છોકરા પ્રત્યે વપરાય છે. (૨) હાઉ; બાળકને બીવડાવવાને કહેવાતી એક ભયંકર આકૃતિ—બિભીષિકા; હુક.
બાઉલું, ન૦ બાઉ; બૌ; આંચળનો થોલો.
બાઉવો, પું૦ બૌઓ; બાઉ; લાડુ. [૨] મિઠાઇ.
બાકરી, સ્ત્રી૦ અંહકાર યુક્ત આગ્રહ—મમત; મમતની લડાઇ—તકરાર; અંટસની લડાઇ; મમતાલો વૈરાનુબંધ. ક્રિ૦ પ્ર૦ બાકરી બાધવી=મમતે ચઢી વેર માંડવું; વેર ઉભું કરવું.
બાકળા, પું૦ આખું બાફેલું કઠોળ; કઠોળ; તોઠા; ગ્રામ દેવતા—યોગિની વગેરે ભૂતાદિકને આપવાનો બલિ તે. (૨) નહિ સીઝેલું અનાજ તે; નહિ અટવાઇ ગયેલું પાણીથી જુદું ને જુદું રહેલું અનાજ. ક્રિ૦ પ્ર૦ બાકળા આપવા=કઠોળનો બલિ આપવો. લાંચ આપવી; કંઇક નાંખવું.
બાકી, સ્ત્રી૦ શેષ; અવશેષ; સીલક; વાપરતાં વધેલું તે; પુરૂં કરતાં વધેલું—રાખેલું તે.:—કંઇ બાકી રાખીશ નહિ. ભિખારીને આપતાં બાકી રહ્યું તે ચકલાંને નાંખ્યું. (૨) વિ૦ અધુરૂં; અપૂર્ણ; કાચું.:—હવે બાકી રાખતો નહિ. (૩) અ૦ નહિતર; નહિતો.:—ના પાડી એટલે રહ્યા બાકી હું તો જાત. ક્રિ૦ પ્ર૦ બાકી કાઢવી=જમે ઉધારના સરવાળા કરી વધારો કે ખોટ તારવી કાઢવાં તે. ઉ૦ કાંઇ બાકી ન રાખતી બાઇ, માલણ ગુંથી લાવ ગુંજીયલ ગ૦ રે૦ ૩૦ પ્ર૦ બાકીસાકી=વધ્યુંઘટ્યું.
બાકું, ન૦ બાકોરૂં; મોઢું છિદ્ર; કાણું.
બાકોરૂં, ન૦ મોટું કાણું; છિદ્ર; બાખું.
બાખડવું, ક્રિ૦ અ૦ કજિયો કરવો; લડીપડવું; અથડાવું; ભડકાવું; ભીડવું.
બાખડું, વિ૦ વિયાયાને ઘણો વખત થઇ ગયો હોય એવું ઢોર.:—બાખડી ભેંશ, ગાય. (૨) પાકટ; ઘટ્ટ; સત્ત્વવાળું.:—બાખડું દૂધ. ઉ૦ બડપિંપલકી છાય, સોબત ભલ્લાંકી, રગડ કસુંબા ઘોળ; કે મુદ્રી ચનોકી; બાખડી ભેંશકા દૂધ સકરમેં ઘોલનાજી, ઘ્રતનાદે કિરતાર, ફિર નહી મંગનાજી. બાપા.
બાખાબોલું, વિ૦ તરત મોઢામોઢ જે તે કહી દે એવું; સામાને સારૂં ખોટું લાગવાની દરકાર નહી કરતાં પોતાને ખરૂં લાગે તે તરતજ બોલી દેનારૂં; તડને ફડ બોલી દેનાર; નિષ્કપટી; ખુલ્લું કહી દે એવું; ભોળું; ભકભાબોલું.
બાખું, ન૦ કાણું. (૨) વિ૦ ગંડીલું; ગેની.
બાગ, પું૦ [ फा ] ફૂલઝાડવાવાને બનાવેલી મોજની વાડી તે; બગીચો; ઉદ્યાન; ઉપવન.
બાગડોર, સ્ત્રી૦ (વાગ્—દોર) લગામ; રેન; ચોકડું.
બાગનેટ, સ્ત્રી૦ બંદુકના મોંઉપર ચઢાવી લેવાનો ભાલો; ભાલોડું.
બાગબાન, પું૦ માળી.
બાગાયત, સ્ત્રી૦ [ फा. ] વાડીવજીફા બનાવવા તે; ફળઝાડ વાવવાનું—ઉછેરવાનું કામ તે; બાગકામ; બાગ વગેરે બનાવવાનો હુન્નર તે; બગીચા બનાવવાની રીત તે.
બાગાયતી, વિ૦ ફળ ફૂલનાં ઝાડ ઉછેરવા લાયક હોય એવું—ખેતર, જમીન વગેરે. બાગાયતી કામ=બાગ બનાવવા અને ફળઝાડ ઉછેરવાનો ધંધો તે.
બાઘડ, વિ૦ બીએ નહિ—શરમાય કે દબાઇ જાય નહિ એવું; નિડર; બાહોશ; બહાદુર. (૨) જાડું; જબરૂં અને ઉધ્ધત એવું; ગમે તેને ગમે તેવું કહી શકે એવું—માણસ.

**બાધડો,** પું૦ બીક લાગે એવો-બાઝીપડે એવો વિચિત્ર માણસ; ભડકામણો; બિહામણો નાનાં બાળકને ભય ઉપજાવવા માટે કહેવાતો એવો કલ્પિત બાવો; હાઉ.

**બાચકો,** પું૦ ઉંધે પંજે-પાંચ આંગળાં વચ્ચે ઘાલેલો-લીધેલો જેટલો જથો તે; ઉંધે હાથે પાંચ આંગળાંવતે લેવાય એટલી વસ્તુ તે.:-બાચકો લોટ આપ. પોલી-પહોળાં આંગળાંવાળી મુઠી. (૨) પંજાનાં પાંચ આંગળાંવતે મારેલી ઝડપ સેં; પંજાનો વલુરો; ચીમટો.:-આ, નાના ભાઇએ મને બાચકો ભર્યો. ક્રિ૦ પ્ર૦ બાચકા ભરવા=મુઠે ને મુઠે લેવું. વલુરા-ખણવા; પંજાની ઝપટો મારવી; (નખ-વાગે તેમ) રૂ૦ પ્ર૦ ધુમાડીના બાચકા=નકામાં વળખાં; ફાંફાં મારવાં તે. ઉ૦ ધુમાડીના બાચકા ભરવે શું રંધાય?

**બાજ,** પું૦ ચકલી જેવાં નાનાં પંખીઓને ઉડતાં ઝડપ મારી પકડી લેનારૂં એક મોટું શિકારી પંખી; શકરો:-શકરો બાજ; મોટી સમળી. ચીડિયાં પકડાવવાને માટે મુસલમાનો બાજ પાળે છે. (૨) ઘોડો; અશ્વ. (૩) વાળું; છંદીલું અને અનુરક્ત એવો અર્થ બતાવનારો ફારસી પ્રત્યય.:-જુક્તિબાજ; રંડીબાજ.

**બાજ,** ન૦ પતરાળું; બાજઠું; પત્રાવલી.

**બાજઠ,** પું૦ ચાર પાયાનું સુંદર બનાવટનું લાકડાનું આસન; નાનો આસનિગો મંચ -માંચો- પાટલાથી લગાર વધારે ઉંચી ને સારી બનાવટની બેઠક; બાજઠડો; બાજઠિયો.

**બાજઠું,** ન૦ પતરાળું.

**બાજરિયું,** ન૦ બાજરીનું ડુંડું-કણસલું.

**બાજરિયો,** પું૦ બાજરીના લોટનો બાટ-કંસાર તે. (૨) બાજરીને ખાંડી છાસમાં રાંધીને બનાવેલો એક ખોરાક.

**બાજરી,** સ્ત્રી૦ ઝીણા લંબ ગોળ કણનું એક અનાજ; બાજરો. ઉ૦ મીઠી બાજરીરે; તને સૌ સવાદે ખાય. ગ્રામ્યગીત. (૨) બાજરાનું કરસણ; દળીને લોટ કરવાનું અનાજ છે.

**બાજરો,** પું૦ મોટા કણની બાજરી.

**બાજંદાવેડા,** પું૦ બાજંદાપણું કરવું તે; ધૂર્તતા; ઢોંગાઇ; ઠગવિદ્યા કરવી તે; ખંધાઇ; ખબડદારી; ખેલાડીવેડા.

**બાજંદું,** વિ૦ ધૂર્ત; ઢોંગું; પહોચેલું; ખંધું; ખેલાડી; ભૂલવી ભોળવી ને બથાવી પડે એવું, ચાલાક; ચંચળ પટામણું. ઉ૦ બબ્બા વિના બાજંદો.

**બાજિયાકોર,** પું૦ ફજેતો; ભવાડો; વ્યવસ્થા -કાબુ નહિ રહેતાં જેમ તેમ થઇ જઇ ગોટાળો અને ઘોંઘાટ થઇ રહેવો તે.

**બાજી,** સ્ત્રી૦ પાસા નાખી તેના આંક પ્રમાણે સોગટાં ચલાવવાની એક રમત તે; સોગટાંની રમત. (૨) જે ખાના ખાનાદાર પટ ઉપર સોગટાં મંડાય છે તે; ખાનાં પાડેલું-આંકેલું પટ કે ફલક તે. હારજીતની રમત; ખેલ; ચોસર. (૨) દાવપેચવાળી ગોઠવણ-રચના તે; અમુક ગુપ્ત યોજના તે; છટકું; પ્રપંચ. ક્રિ૦ પ્ર૦ બાજી માંડવી=ચોસર માંડવી. કાર્ય સાધક યોજના યોજવી. બાજી ખેલવી-રમવી=દાવપેચ રમવો. બાજી હારવી=સિદ્ધ કરવા ધારેલા અર્થવાળી યોજનાનું રદ જવું. સાહસિક મંડાણ તે બાજી.:-આ સંસારની બાજી હારી ગયો.

**બાજીગર,** પું૦ ખેલાડી; યુક્તિથી રમત રમી -રમાડી જાણનારો તે. (૨) ગારૂડી; મદારી. (૩) હાથ ચાલાકના હેરત ભર્યા ખેલ કરી બતાવનારો, જાદુગર.

**બાજુ,** સ્ત્રી૦ કોઇ ચીજના પહોળાઇ તરફનો ભાગ તે; પાર્શ્વ તરફનો ભાગ તે.-તેની ડાબી બાજુએ બેસ. (૨) કોઇ ચીજના છેડા તરફનો ભાગ તે; છેડો; અંત, ઓર કોરણ.:-તે એના પાછલી બાજુએ ઉભો. (૩) પક્ષ; કુમક; તરફેણ -નું તો હંમેશ એની બાજુઅજ બોલવાનો.

(૪) તરફ; બાજી; દિશા. આ બાજુએ થઇને મંદિરમાં જા. (૫) દૂર આઘે; છેટે;—જરા બાજુએ બેસ. (૬) ઠેકાણે; ઠામે; જગાએ:—માથાની બાજુએ પગ ને પગની બાજુએ માથું. ક્રિ૦ પ્ર૦ બાજુએ બેસવું=દૂર બેસવું (આંએ) તટસ્થ રહેવું; કામમાંથી ખસી જવું; બાજુ લેવી=પક્ષ લેવો; પાર:—પેલી બાજુ તરીજા.

બાજુબંધ, પું૦ હાથના કાંડા ઉપર પહેરવાનું એક ઘરેણું; બેરખા—બેરખો.

બાજે, ૦ [फा.] એકાદ; ગમે તે કોઇ એક; અમુક.

બાઝવું, ક્રિ૦ સ૦ કજિયો કરવો; તકરાર કરવી; લડવું; (૨) ઝાલવું ધરવું; પકડવું. (૩) ભેટવું, બાથમાં લેવું; વળગીપડવું. (૪) ચોંટી રહેવું; વળગવું; ચીકટાઇ રહેવું. ૫ ક્રિ૦ અ૦ ઉત્પન્ન થવું; ઉપજવું; આવવું:—આંબે કેરીઓ બાઝી (૬) બંધાવું; જામવું:—દોસ્તી બાઝી.

બાઝડું, વિ૦ [फा.] લુચ્ચું; ધૂર્ત; ખંધું; પહોંચેલું (૨) હરામી.

બાર, પું૦ બફેલા લોટ ને; કસાર; કંસાર.

બાટલી, સ્ત્રી૦ ચિનાઇમાટી અથવા કાચનું પ્રવાહી ભરવાનું નાળચા જેવું પાત્ર; શીશી.

બાટલો, પું૦ મોટી શીશી; શી ઃ મટ્ટો.

બાટી, સ્ત્રી૦ છાણાના કે કોલસાના અગ્નિએ શેકેલી જાડી ભાખરી.

બાટું, ન૦ કણ ભરાવા વગરનું ઠુંડાંવાળું કરસણ; ઠુંડા ળું ઘાસ; (૨) બાટી

બાડું, વિ૦ ખુ ાતરફ ડોળો ફેરીને જોનારૂં ત્રાસું: વાંકું; તિર્યક. (૨) જેના ડોળો એક તરફ ખેંચાઇ ગયેલો હોય એવું; જેને જોવાને માટે ડોળાને બાજુએ ફેરવવો પડતો હોય તેવું માણસ; ત્રાસું જોનારૂં ક્રિ૦ પ્ર૦ બાડું વું=ઉપેક્ષા કરવી; નહિ લક્ષ આપવું. ડોળાતાણીને જોવું તે. કહે૦ બાડો ને બતરીસ લક્ષણો.

બાડુવાં, વિ૦ બાપુડાં; નાનાં અને ફુલાવી ફુલાવી રાખેલાં; લાડકાં; રાંકડાં. ઉ૦ મોસાળે પધારોરે, બાળક મારાં બાડુવાં, બાહુવાં.

બાઢમ, અ૦ [सं] વારૂ; સારૂં; ઠીક; હા. (૨) ભલે; અસ્તુ; કબુલ. (૩) બંધ; બાતલ. ઉ૦ કહેવું નથી કાંઇ હાવાં, બોલવું બાઢમ, કર્યું. વલ્લભ.

બાણ, ન૦ [सं] તીર; શર.:—ધનુષબાણ. (૨) દારૂનો તે ગોળો કે જે સળગાવતાંજ ઉછળીને ફાટે, અથવા પછડાવાથી એની મેળે સળગીને જોરથી ફૂટે; હવાઇ; બોંબ; એક જાતની આતશબાજી (૩) પથ્થરનો લીસો ને અંડાકૃતિ ગોળવો; લિંગ; શંકરની મૂર્તિ તરીકે પૂજાય છે તે:—મહાદેવનું બાણ ભાગતાં તેમાંથી મોરછાપ અઢળક ધન મળ્યું. (૪) ખાડી નજીક આવેલી પડાળી જમીન, કે જ્યાં ભરતીનાં પાણી આવે છે તે. (૫) ખેતરોની હદ બતાવનારા માટીના નાના ટેકરા તે; ખાંભા; પાળિયા; ખુંટ. (૬) બાંધ; પુસ્તો. (૭) પગલું:—બાણુ કવું=પગલું કાઢવું. ક્રિ૦ પ્ર૦ બાણમારવાં=હૃદય ભેદાઇ જાય એવાં મહેણાં મારવાં તે; આકરાં ન હન થાય એવાં વચન સંભળાવવ બાણબાણ=આકરા—દુઃખ થાય એવા વચન તે; મહેણાં. હૃદયને વિંધી નાંખે એવું વચન કે મરણ તે; મહા દુઃખ કારક મરણ. ઉ૦ વજ્જર બાણ માર્યાં, કરીને જુવાનના મરણમાં બૈરાં દુઃખ પોકારી ફૂટે છે.

બાણવું, ક્રિ૦ અ૦ સાહું કરવું; ક્બાલો કરવો.

બાણાવળી, વિ૦ બાણ મારવામાં કુશળ તે; અચ્છો નિશાનબાજ; ધનુર્ધર.

બાણી, સ્ત્રી૦ ઠરાવેલો અમુક વખત તે; મુદત. (૨) સરત; કબુલાત. (૩) શકુન તરીકે અપાતી ભેટ; બક્ષીસ.

બાણું, વિ૦ નેઉ ને બે; ૯૨.

**બાતમી,** સ્ત્રી૦ (फा.) છુપી ખબર; સમાચાર; વિગત; હકીકત. (૨) ભેદ; રહસ્ય.

**બાતમીદાર,** વિ૦ છુપી ખબર લાવી આપનાર; ભેદુ; જાસૂસ (૨) ખબરપત્રી.

**બાતલ,** વિ૦ (आ. बातिल) નિરુપયોગી; નકામું; રદ. ક્રિ૦ પ્ર૦ બાતલ કરવું=રદ કરવું; કમી કરવું; ગણતરીમાંથી કાઢી નાખવું. વાળ નાંખવું રદ બાતલ=નકામું; ફોગટ

**બાતેન,** વિ૦ (आ.) ખાનગી, ગુપ્ત; પડદામાં હોય. અંધારામાં હોય એવું; છુપું.

**બાથ,** સ્ત્રી૦ બે હાથ પહોળા કરી છાતી પાસે ધરી લેવું તે; એક હાથે ધરાય નહિ એવી વસ્તુ અથવા માણસ વગેરેને બે હાથ પહોળા કરી છાતી સરસું ચાંપવું તે; કોટી, ભેટવું તે; આશ્લેષ. (૨) ટક્કર લેવી તે; સામે બીડવું તે; સામે થવું તે. ક્રિ૦ પ્ર૦ બાથ ભરવી=ભેટવું; છાતીએ લેવું. મોટું કામ ઉપાડવું; હિમ્મત ધરવી. (૩) બાકરી; સ્પર્ધા; હરિફાઈ; ટક્કર:—બળિયા સાથે બાથ બીડવી. બાથમાં લેવું=આશ્રયમાં લેવું; ગોદમાં-રક્ષણ તળે લેવું; કબજે લેવું; તાબામાં પક્ષમાં લેવું. ના૦ ધા૦ બાથોટવું=બથંબથા કરવું; બાથે બાથ ભરીને લડવું; એક બીજાને બાથમાં લઈ પછાડવાને મથવું.

**બાથોડું,** ન૦ આમ તેમ બાથો મારવી; કોઈ વસ્તુ લેવા પકડવા-(આશ્રય માટે) જવું તે; ફાંફાં; કોશીશ; વળખાં; પ્રયત્ન. ક્રિ૦ પ્ર૦ બાથોડિયાં મારવાં=આમ તેમ આશ્રય માટે વળખાં મારવાં; ગડમથલ કરવી; યત્ન કરવો.

**બાદ,** વિ૦ (आ. बआद) સંખ્યા કે જથામાંથી ઓછું કરવાનું હોય એવું: બાતલ; કમ; ઓછું. ક્રિ૦ પ્ર૦ બાદ કરવું=ઓછું કરવું; કમ કરવું. રદ કરવું; કાઢી નાંખવું. (૨) અ૦ પછી; કડે; બાતી. (૩) ઉપરાંત; વધારામાં.

**બાદબાકી,** સ્ત્રી૦ બાદ કરવું તે: ગણિત પ્રમાણે અમુક રકમ-સંખ્યામાંથી ઓછી કરવાની રીત તે. (૨) બાકી રહેલું તે.

**બાદલું,** ન૦ કસબનું ગુચ્છળું; રેશમ ઉપર ચઢાવેલા કસબની આંટી. (૨) વિ૦ નહિ ટકાઉ; ઝટ ભાંગી કે ફીટી જાય એવું; કામચલાઉ; નાજુક; નહિ સંગીન (૩) નકલી; બનાવટી:—બાદલા તારના કડીઓ. સોનું ચઢાવેલો તાર તે બાદલી તાર.

**બાદશાહ,** પું૦ મોટો મુસલમાન રાજા તે; રાજાધિરાજ; શહેનશાહ. કહે૦ બાદશાહ યા બઝાર—જ્યાં જેના ખપત ત્યાં તેનું બઝાર; યોગ્ય ઠેકાણેજ વસ્તુના ખપત હોય.

**બાદશાહી,** બાદશાહનો અમલ તે; મોટું મુસલમાની રાજ્ય; અથવા મોટા મુસલમાન રાજાની હાકેમી તે; સામ્રાજ્ય: શહેનશાહત. (૨) વિ૦ બાદશાહ સંબંધનું: બાદશાહ; બાદશાહી સિક્કો. (૩) રાજશાહ—રાજસી=રાજાને શોભે ઘટે એવું. ઉ૦ બાદશાહી પથરણાં પાથર્યાં.

**બાદિયાન,** ન૦ સુવા દાણા જેવું એક બીજ; એક જાતનું વસાણું.

**બાદી,** સ્ત્રી૦ (फा.) અજીરણ; અપચો; બદહજમી. (૨) પેટમાં વાયુ રહેવા તે. બાદી અર્શ=અજીરણથી ઉભળી આવતા મસાનો રોગ તે; આવળા મર્શ.

**બાધ,** પું૦ (सं.) અડચણ; હરકત; વાંધો. (૨) નડતર; ઉપદ્રવ. (૩) દોષ; પાપ. [૪] પ્રતિબંધ; અટકાવ.

**બાધક,** વિ૦ (सं.) બંધનકારક; હરકત કરતા.

**બાધા,** સ્ત્રી૦ (सं.) બાધ હરકત (૨) અમુક થતા લગી આમ કરવું નહિ, એવો નિયમ તે; આડી. ઉ૦ રિસાયાં રસિક સંગાથેરે રાધા, બોલું નહિ શ્યામ સુંદર સાથે બાધા. (૩) માન્યતા; માનવું તે. (૪) દુઃખ; પીડા; અગવડ.

**બાધું**, વિ૰ બધું; તમામ; આખું; સંપૂર્ણ.

**બાધેભારે**, અ૰ મોઘમ; વગર નામ કે ઉપાધિ વાપર્યા વગર; એમને એમ; નામ નિર્દેશ વગર.

**બાન**, વિ૰ જામીનગીરીમાં પકડેલું; જામીન તરીકેનું; સાટા બદલ. (૨) અમુક સરત માન્ય રહે ત્યાં સુધી આંટમાં—કબજે રહે તે માટે લીધેલું હોય એવું તે.:—પાદશાહો માણસોને બાન પકડી જતા, આંટી, સાટું; બાનું.

**બાનક**, સ્ત્રી૰ બાંધણી; રચના; બનાવટ તે; ઇમારત.

**બાનડી**, સ્ત્રી૰ દાસી; સેવિકા; સ્ત્રી નોકર.

**બાની**, સ્ત્રી૰ (સં. **वाणी**) વાણી; બોલી ભાષા;—કવિની બાની. (૨) બોલવા લખવાની શૈલી—સુંદર યોજના તે; છટા; રીત; તરેહ તે. (૩) બાનડી; દાસી; લુંડી.

**બાનુ** સ્ત્રી૰ બાઇ; સારા ઘરની—આબરૂદાર સ્ત્રી તે; ગૃહસ્થની સ્ત્રી; શેઠાણી; ઉમરાવ સ્ત્રી:-બાનુઓ અને ગૃહસ્થો.

**બાનું**, ન૰ સોદાના સાટા તરીકે ખરીદ રકમમાંની અમુક રકમ જે પહેલેથી આપવામાં આવે છે તે; સોદા—સાટાની કબુલાતમાં આગળથી જે નાણું કે ચીજ આપવામાં આવે છે તે; સુધી; આંટ; ઓટી. (૨) બહાનું; નિમિત્ત; મિષ; જૂઠું કારણ. ક્રિ૰ પ્ર૰ બાનું કાઢવું=ઉડાવ્યા કરવું; ખુલ્લો નકાર નહિ વાસવાની યુકિત કરવી તે.:—એને ચોપડી વાંચવા આપવી તથી તેનાં આ બાનાં કાઢે છે,

**બાપ**, પું૰ જનક; પિતા; તાત. (૨) વ્યંગમાં ...—હિંસક પ્રાણી વગેરે તે.:—એમાં હાથ ઘાલીશ તો તારો બાપ (સાપ વિંછી —વાઘ) કરડી ખાશે. બાપનું=પોતાનું; સંપૂર્ણ હકનું.—આ ઘર મારા બાપનું છે, બાપરે=ભય અને વિસ્મય વગેરે દર્શાવનારો ઉદ્‌ગાર. ક્રિ૰ પ્ર૰ બાપનો બાપ બોલાવવો=રડીને મદદ માગવી; મુશ્કેલી મદદ સાથે યત્ન કરવો; ખૂબ તરફડિયાં—ફાંફાં—મારવાં. ઉ૰ લાઠી તારા બાપનો બાપ બોલાવ કે દોરડો નવ છૂટે. કહે૰ બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા:—જેવો બાપ તેવા તેના છોકરા. બાપના કુવામાં બુડી મરવું=પોતાનું જાણીને કંઇ ઝેર પિવાય ? એવા અર્થમાં વપરાય છે. બાપ જન્મારે=જન્મથી તે આજ લગી એમ. બાપજી=ગરીબ—અધીન માણસનું મોટા—અમલદાર વગેરે જેવા મોટા માણસ આગળ વિનયથી બોલવું તે.

**બાપડું**, વિ૰ ગરીબ; માબાપ વગરનું; બાપની હુંફ વગરનું; રાંકડું; દયામણું. (૨) ભલું; સાલસ. (૩) નિર્બળ; કમજોર; અશક્ત; અનાથ; અસહાય.

**બાપદાદા**, પું૰ પૂર્વજો; પિતૃઓ; ઘરડેરા; વડીલ.

**બાપલા**, બાપરે; શોક—મનની અકળામણ વગેરેમાં થતો એવો ઉદ્‌ગાર.

**બાપલિયા**, બાપરે.

**બાપા**, પું૰ બાપને, વડીલને, અન્નદાતાને અને લાડમાં છોકરાને સંબોધવાનો શબ્દ. વહાલ તેમજ કંટાળાથી પોતાનું બળ ન વપરાય તેવે વખતે બોલાતો શબ્દ:—રહેવા દોને બાપા ! સમજાવટ, વહાલ અને ભક્તિ ભાવમાં 'બાપા' કહી બોલાય છે.

**બાપીકું**, વિ૰ બાપ તરફનું; બાપનું; પોતાનું; પોતાના સંપૂર્ણ હક—કબજાનું.:—બાપીકું ઘર અને બાપીકી મિલકત કેમ જવા દેવાય ?

**બાપુ**, પું૰ બાપ; પિતા, જનક, પ્યાર ભર્યા ઉમળકાનો ઉદ્‌ગાર. બાઇ, વીરા, ભલામાણસ, એમ. વહાલ વિનય અને સમજાવટથી બોલવામાં વપરાય છે.:—હવે બાપુ ! વહેલો વહેલો આવજે. જો બાપુ ! પરદેશમાં ગાફેલ રહીએ નહિ હો. (૨) બાપ.:—મારા બાપુ ઘેર નથી.

**બિંદકી,** સ્ત્રી૰ સિવી સીવેલી નાની પોટલી; બેંગી.

**બિંદી,** સ્ત્રી૰ બિંદગી; ટીપકી; ચાંદ; બીનકી. ઉ૰ લાવ લાવ હું બિંદી બનાવું, ભમર પર તારીરે, મોટા મુનિઓના મન ડગી જાય એવી પ્રાણપ્યારી રે.

**બિંદુ,** ન૰ [સં.] ટીપું; ફોરૂં; ટપકું; બુંદ. :—આખું વર્ષ બિંદુએ વરસાદ પડયો નથી. (૨) મીડું; શૂન્ય. (૩) ટાંપ; અનુસ્વાર. (૪) નાનું ટીલું; ચિહ્ન. (૫) બીજ: ધાતુકણ. કહે૰ બિંદુનો સિંધુ=તરણાનો મેરૂ અને કાગનો વાઘ.

**બિંબ,** ન૰ [સં] આકાશમાં સૂર્ય ચંદ્રની જે થાળી જેવી ગોળ સપાટી દેખાય છે તે; તખતી; ગોળાકાર સ્વરૂપ. (૨) કાચ અને પાણી વગેરેમાં જે આકૃતિ દેખાય છે તેનું અસલ સ્વરૂપ તે.:-બિંબ ને પ્રતિબિંબ. (૩) છબિ; છાયાચિત્ર. (૪) ઘીલોડું. આ ફળ પાકતાં બહુજ લાલ અને સુરેખ બને છે તે ઉપરથી કવિઓએ હોઠને તેની ઉપમા આપી છે. :—બિંબોષ્ઠી=પાકેલા ઘીલોડા જેવા હોઠવાળી-સ્ત્રી.

**બિંબાકાર,** ત્રિ૰ ગોળ તખતી જેવા આકારનું; ઉપસેલી સપાટીવાળા ગોળાકાર જેવું.

**બી,** ન૰ એવો કણ અથવા વસ્તુ, કે જેના જેવી બીજી વસ્તુ ઉત્પન્ન થાય તે; બીજ; બિયું; વનસ્પતિના કણ-દાણા વગેરે તે. :-જેવું બી વાવીએ તેવું ઝાડ, છોડ ને ફળ થાય. (૨) મૂળ; મંડાણ; પાયો. મૂળ કારણ. :-કડવી છબે લડાઇનાં બી ન વાવવાં. (૩) અ૰ વળી; પણ. :-રહેતા બી દિવાના ને સણુતા બી દિવાના. અમે બી જાણશું.

**બીક,** સ્ત્રી૰ (સં. भीत) ભય; ધાસ્તી; ડર; દહેસત. (૨) ધાક. (૩) ચિંતા; ફ્કર.

**બીકણ,** વિ૰ બીએ એવું; ડરકણ; ડરકું; પોચી છાતીનું; હિમ્મત વગરનું; ડરી જાય એવું.

**બીકણું,** વિ૰ ડરકું; નાહિમ્મત; બીકણ.

**બીચ,** અ૰ વચ્ચે; મધ્યે; માં.

**બીછવા,** પું૰ સ્ત્રીઓને પગને અંગુઠે અને આંગળીએ પહેરવાનાં છવિંટિયાં; કમડા; અણુવટ.

**બીજ,** ન૰ બી; બિયું. મૂળ; મૂળ ઉત્પત્તિનું કારણ તે. (૩) જેથી ગર્ભ ઉત્પન્ન થાય છે તે; સત્વ. (૪) વંશપરંપરા; ઓલાદ. (૫) ભાવાર્થ; તાત્પર્ય; સાર.

**બીજ,** સ્ત્રી૰ [સં. द्वितीया] બીજી તિથિ, પખવાડિયાનો બીજો દહાડો. :—બીજનો ચંદ્રમા.

**બીજગણિત,** ન૰ મોટી રકમોના બીજરૂપ ચિહ્ન-અક્ષરો માંડીને ગણિત કરવાની રીત તે; અક્ષરગણિત.

**બીજમાર્ગ,** પું૰ એક વહેમીને વિચિત્ર માન્યતા પ્રમાણે વર્તનારો ધર્મમાર્ગ-સંપ્રદાય-પંથ તે.

**બીજમાર્ગી,** વિ૰ બીજમાર્ગના મંતવ્યાનુસાર ચાલનાર; બીજમાર્ગનો અનુયાયી.

**બીજવર,** પું૰ મોટો વર, કે જેનાં બીજીવાર લગ્ન થતાં હોય તે; પહેલી વાસ્તી સ્ત્રી મરી જવાથી બીજીવાર પરણનારો પુરૂષ તે.

**બીજીવાર,** અ૰ ફરીને; બીજી વખત; પુનરપિ:—આ તને બીજીવાર ચોરી કરતાં પકડયો, હવે મારી નહિ મળે.

**બીજું,** ત્રિ૰ (સં. द्वितीय.) એકની પછીનું; પહેલાની પછી તરતજ સાથે હોય-આવે તે-બીજું. બેની સંખ્યાનો અનુક્રમ બતાવે છે; અન્ય; ઇતર; પર. (૨) જુદી જાતનું. (૩) વધારામાં; વળી. :-

બીજું લખવાનું કે, અહિં વરસાદ પાણી પુષ્કળ થયાં છે.

**બીટ,** ન૦ છાણુ; ગોબર.

**બીડ,** ન૦ ઘાસની જમીન; જે જમીનમાં ઘાસ પુષ્કળ ઉગતું હોય તે; ચરો. (૨) કાચું ભરતનું લોઢું. :–બીડની ખાણો. (૩) [ અં ] સરત; સરતથી માગવું તે.

**બીડવું,** ક્રિ૦ સ૦ બંધકરવું; બે છેડા મળે એમ કરવું. કાગળ બીડયો. મોં બીડ્યું. (૨) ભરી–પુરીલેવું; પુરવું; ચણવું. :–કોટમાંનાં બે ગાબડાં બીડવાનાં છે. (૩) છાપ મારવી; સીલ કરવી.

**બીડી,** સ્ત્રી૦ કાથો ચુનો વગેરે ચોપડી–માંહિ સોપારી મૂકીને વાળેલી નાગરવેલના પાનની ગેડ તે. ઉ૦ લેતો જારે શામળિયા બીડી પાનનકી. (૨) તમાકુ વગેરે ભરીને કાગળ કે ટીંબરૂના પાનની વાળેલી નળી–ભુંગળી તે. એ સળગાવીને ફુંકાય છે; બળતાં ધુમાડો બેચાય–એવી કોઇ પણ ચીજ મૂકીને બનાવેલી કાગળ વગેરેની નાની ભુંગળી. :–અજમાની. બીડી આપવી=સત્કાર કરવો; રજા આપવી,

**બીડું,** ન૦ કોઇ વસ્તુ ભરીને બનાવેલું પડીકું; મોટી ત્રણ ખુણિયા પાનબીડી. (૨) કોઇ મોટું દુર્ઘટ કામ કરવાની જાહેર માગણી; સરતવાળી માગણી. :–મહારવટિયાને પકડી લાવવા રાજાએ ત્રણવાર દરબારમાં બીડું ફેરવ્યું પણ કોઇએ ઉપાડયું નહિ, આખરે ચમર ઢોળનારી ગણિકાની છોકરીએ ઉપાડયું. ક્રિ૦ પ્ર૦ બીડું ઝડપવું=દુર્ઘટ કામની માગણી કરવી; સાહસ માથે લેવું. (૩) લગન બીડો= વિવાહની માગણી. ઉ૦ ક્યાંનાં તે આવ્યાં માંડેલાં મોતીવાળાં ભમરજી.

**બીડો,** પું૦ કાગળો વાળેલું મોટું ત્રણખુણિયું લખોટો.

**બીડ્યુંસીડ્યું,** વિ૦ મનમાં સમજતાં છતાં કંઈ બોલાય નહિ એવું લાચાર; મૌન રહી સહેવું પડે એવી સ્થિતિ તે. (૨) અ૦ બંત્રને બંધ જેમ હોય તેમનું તેમ; મૌન રહ્યા કરવું પડે તે; જેમ કરે તેમ વગર બોલ્યે સહન કર્યાં કરવું તે.:–જે જુલમ કરે તે બીડયાસીડયા બેસી રહીને જોયા કરો. ફરિયાદનો અવાજ નહિ હોવો તે.

**બીન,** ન૦ બન્ને બાજુ તુંબડાવાળું એક જાતનું તંતુવાદ્ય.

**બીનકી,** સ્ત્રી૦ બિંદી

**બીના,** સ્ત્રી૦ બનાવ, બનેલું તે (૨) હકીકત; હેવાલ; વાત; વર્ણન. (૩) બાબત; વિષય; વસ્તુ.

**બીબી,** સ્ત્રી૦ મુસલમાન ગૃહસ્થની સ્ત્રી; ખાનદાન કુટુંબની મુસલમાન બાનુ. કહે૦ બીબી ઘર જોગ ત્યારે મિયાં ઘોર જોગ.

**બીબીજાયું,** વિ૦ ખાનદાન મુસલમાન સ્ત્રીને પેટ જન્મેલું; બીબીએ જન્મેલું; ખાનદાન મુસલમાનના ઘરનું–બાળક. :–રાણી જાયો કે બીબીજાયો.

**બીબું,** ન૦ અમુક જાતની આકૃતિ વગેરે પાડવાનો જેમાં ઘાટ ખોદેલો હોય તે; ઢાળ, સાંચી, ઓઠું, અને એડી. (૨) જેની ઉપર અમુક ચિત્ર કે છાપ વગેરે આકૃતિ પડે એવું ઉપસાણ ને કોતરણી કરેલાં હોય તે પાત્ર; ઓજાર, વગેરે તે. :–લાકડાનું બીબું; લાકડાની છાપ. (૩) જેને મથાળે અક્ષરાકૃતિ ઉપસાવેલી હોય એવો સીસા–ધાતુનો બીબો તે; ટાઇપ. (૪) નમુનો; પ્રતિકૃતિ, સ્વરૂપ; આકૃતિ પાડવાની રચના, વગેરે તે.

**બીભત્સ,** વિ૦ ( સં. ) ભુંડું; નઠારૂં.

નહિ બોલાય કે જોવાય એવું. ( ૨ ) કંટાળો આપે એવું. ( ૩ ) નવરસ-માંનો કંટાળો ઉપજાવનારો એક કાવ્ય રસ તે; ભાંડરસ.

**બીરંજ,** પું૦ ચોખા અને ચણા દાળની મીઠી મેવા ખીચડી.

**બીલ,** ન૦ ખાડો; દર; બખોલ; રાફડો. (૨) [અ.] વેચેલા માલની કિમ્મતનો આંકડો. ( ૩ ) પહોંચ. ( ૪ ) ખરડો; મુસદ્દો.

**બીલયન,** ન૦ પાસા પાડેલું નંગ; પાસાદાર હીરો.

**બીલી,** સ્રી૦ ત્રણ ત્રણને ઝુમખે જેને પાનાં થાય છે એવું એક છોલિયું ઝાડ. મ-હાદેવને એનાં પાન ચઢાવવામાં આવે છે.

**બીલું,** ન૦ બીલીનું અંડાકૃતિ લીલું ફળ, નાનાં કુમળાં બીલાનો મુરબ્બો અને અથાણું થાય છે. એનો ગુણ ગ્રાહી હોવાથી મરડા અને અતિસાર ઉપર ઉ-પયોગી થઇ પડે છે. (૨) બીલાનું કોટલું; હુલકો, પારો, તપખીર વગેરે ભરવાના કામમાં આવે છે. ( ૩ ) અંડ; વૃષણ. બળિયા—સેવડથી સાંધા ઉપર થયેલી ગાંઠ તે.

**બીવું,** ક્રિ૦ અ૦ ડરવું; ભય લાગવો; ધાસ્તી લાગવી, ( ૨ ) ચોંકવું. ( ૩ ) ગભ-રાવું; કાયર થવું.

**બીહવું,** જુ૦ બીવું.

**બુક,** ( अ. ) ચોપડી; પુસ્તક. ( ૨ ) નોંધણુ. ( ૩ ) બુકડો; ફાકો.

**બુકડો,** પુ૦ મોં ભરાઇ જાય એટલો જથો તે; ફાકો.

**બુકણી,** સ્રી૦ ભુકી; ચૂર્ણ.

**બુકવું,** ક્રિ૦ સ૦ હાથ મોંને અડકે નહિ તેમ મોંમાં નાંખવું; ફાકવું.

**બુકાની,** સ્રી૦ દાઢી અને ગાલ ઉપર થઇ માથે બંધાય એવો ફટકા—લુગડાનો કકડો.

—દાઢીના વાળ આમતેમ વિખરાઇ જાય નહિ તેમજ ચહેરાનો ઘણો ભાગ ઢંકા-વાને લીધે બીજો માણસ ઝટ ઓળખે નહિ, તે માટે બુકાની બંધાય છે.

**બુકકો,** પું૦ ફાકડો; ફાંકો; કોળિયો; ગ્રાસ.

**બુગડી,** સ્રી૦ બુકડી; સ્રીઓને કાને પહેરવાનું મોતીનું ઘરેણું.

**બુગણુ,** ન૦ ગાડામાં પાથરવાનું જાડપોતું કપડું; મોદ; આથર.

**બુઘલી,** સ્રી૦ બરણી.

**બુચ,** પું૦ એક જાતના પોચા લાકડાનો ડાટો; ડુચો. ( ૨ ) પાનાંની રમતમાં હારનારને જીતેલો માગે તે પાનાં આપવાં પડે છે તે. ક્રિ૦ પ્ર૦ બુચ મારવો=વહેતું —હળીજતું બંધ કરવું; સજડ—બંધ કરવું.

**બુચટ,** વિ૦ બુદ્ધિ વગરનું; મૂર્ખ; કાચી સમજનું.

**બુચિયું,** વિ૦ બુચું; કાન વગરનું. ( ૨ ) બેઠેલા નાકનું; કપાઇ ગયેલા નાકનું.

**બુચી,** વિ૦ ( સ્રી. ) નાની છોકરી; કન્યા પારસીઓમાં વપરાય છે.

**બુચું,** વિ૦ કાન વગરનું. ( ૨ ) બેઠેલા ચપટા નાકવાળું.

**બુચો,** પું૦ છોકરો; દીકરો; પુત્ર. ( પાર-સીમાં ).

**બુજ,** સ્રી. [ सं. बुध् ] કદર, કિમ્મત; તુલના; પરીક્ષા; ગુણજાણપણું. (૨) સ-મજઃ—તમારા શેઠને કામની બુજ નથી.

**બુજરગ,** વિ૦ [फा.] વૃદ્ધ ઘરડું; (૨) ઘર-ડપણને લીધે માનને યોગ્ય.

**બુજરગી,** સ્રી૦ ઘરડપણ; મોટાઇ; બુઢાપો.

**બુજવું,** ક્રિ૦ સ૦ કદર કરવી; પરીક્ષા કરવી; સામો માણસ કેટલું કામકાજ કરે છે તેની કિમ્મત જાણવી; ગુણ સમજવો; તુલના કરવી. (૨) બોધ લેવો; સમ-

જવું. ઉ૦ પરનારીશું પ્રીત, બુદ્ધિ સારી નવ બુજે. શામળ

બુઝવવું, ક્રિ૦ સ૦ હોલવવું; બળતું બંધ કરવું; ટાઢું પાડવું. (૨) રોળી નાંખવું

બુઝાવું, ક્રિ૦ અ૦ હોલાવું; કમીયવું બંધ પડવું.

બુટ, સ્ત્રી૦ ( બુટચ ) કાનની નીચેના ભાગની ચામડી; લાળી. (૨) રૂ૦ પ્ર૦ કાનની બુટ પકડવી=કબુલ કરવું.

બુટાક, અ૦ ખુબકાળું ને શરીરે જાડું એમઃ—કાળાબુટાક. (૨) લાટ—લોઢાની કાળી ને મજબુત લાટ ઉપરથી. રંગે કાળી ને શરીરે લઠ્ઠ સ્ત્રી તે.

બુટિયું, ન૦ બુટે પહેરવાનું લાકડાનું લોળિયું. બુટનો વિંધ પહોળો કરવાને લાકડાનું જે ઘરેણું પહેરવામાં આવે છે તે.

બુટ્ટી, સ્ત્રી૦ નાની ચાંલ્લી—કળી તે; નાની કળી જેવી ભાત—તરેહ તેઃ—ઝીણી બુટ્ટીનું અંબર. (૨) અજબ ગુણવાળી ઔષધિ—વનસ્પતિ તેઃ—જડીબુટ્ટી; ચમત્કારી ચીજ. (૩) પહોચેલું; તેજસ્વી ને ચતુર એવું જે તે; કાબેલ; નહિ છેતર્યું જાય એવું અને અજબ રીતે પોતાનું કામ કાઢી લેનારઃ—એ કંઇ જાય તેવી બુટ્ટી નથી.

બુટ્ટાદાર, વિ૦ બુટ્ટાબુટ્ટાવાળું; જેમાં સુશોભિત ચંલ્લા હોય એવું.

બુટ્ટો, પું૦ ખીલેલા નાના ફૂલના જેવી ભાતનો ચાંલ્લો; ભાતીગલ ચંદ્રક; ભરતનો ચાંલ્લો. (૨) તરંગ; કલ્પના; નવી બુગતી; અવનવો વિચાર.

બુઠું વિ૦ ઘસાઇને જાડું થઇ ગયેલું; ધાર જતી રહી હોય એવું; અણી કે ધારની તીક્ષ્ણતા રહિત. (૨) જાડી બુદ્ધિનું; કોઇ વિષય જેને ઝટ ગ્રાહ્ય ચઢે નહિ એવું. (૨) લાગણી વગરનું.

બુટ્ટો પું૦ મકાઇ ડોડો; બુટ્ટો.

બુડકી, સ્ત્રી૦ ડુબકી; એકદમ પાણીની અંદર પેસી જવું તે. (૨) કામની વખતે ખસીજવું તે.

બુડથલ, વિ૦ બેવકુફ; મૂર્ખ; ઢોંડો. (૨) મંદ બુદ્ધિનું અચંચળ.

બુડવું, ક્રિ૦ અ૦ [પ્રા. बुड्डइ] ડુબવું; પાણીની તળે બેસવું; નીચે જવું; પ્રવાહીની તળે બેસવું. ( ૨ ) ગરકાવ થઇ જવું; દટાઇ જવું કે ઉંડા ઉતરીજવું.

બુડાડવું, ક્રિ૦ પ્ર૦ બુડે એમ કરવું.

બુડિયાળ, વિ૦ મૂર્ખ; અણસમજુ.

બુડિયો, પું૦ કાળા મોંનો વાંદરો. (૨) ઘરડો માણસ; બુઢિયો.

બુઢાપો, પું૦ ઘરડપણ; જરા; વૃદ્ધાવસ્થા; જઇફી.

બુઢિયો, પું૦ બુડિયો; વાંદરીઓના ટોળામાંનો મોટો મરત વાંદરો. (૨) જાડો લઠ્ઠ જેવો ને ઉમ્મરે મોટો માણસ.

બુઢ્ઢ. વિ૦ [સં. वृद्ध—बुढो.] ઘરડું; જેને પળિયાં આવવા માંડ્યાં હોય તે; જઇફ; વૃદ્ધ.

બુઢો, પું૦ વૃદ્ધ; જેને જરા—ઘરડપણું આવ્યું હોય તે માણસ. ( વિ૦ ) જઇફ.

બુણી, સ્ત્રી૦ બોણી. ( ૨ ) અણી; ભાલાનું ફળું

બુતકો, પું૦ કાળી ને લઠ્ઠ સ્ત્રી; સીવણ.

બુતપરસ્ત, વિ૦ મૂર્તિપૂજક; મૂર્તિની પૂજા કરનાર તે; મૂર્તિને માનનાર, હિંદુ વગેરે.

બુતપરસ્તી. સ્ત્રી૦ મૂર્તિપૂજા.

બુતાન, ન૦ બટન; બોરિયું.

બુતાનું, સ્ત્રી૦ બોતાનું; જુની પાઘડીનો મેલો કકડો. ( ૨ ) તોહમત; બટ્ટો.

બુતાનો, પું૦ ઝીણી ફાટેલી પાઘડીનો કકડો.

બુતારો. પું૦ ( બુસ્તાન ) જમીન

વાળવાનો સળિયો–સાવરણો; મોટી ઝાડું.

**બુતે,** અ૦ થી; થકી; વતીઃ–મારીબુતે કામ થશે નહિ. ગ્રામ્ય.

**બુદબુદ,** પું૦ ( सं. बुद्बुद् ) પરપોટો.

**બુદબુદો,** પું૦ પરપોટો.

**બુદ્ધ,** વિ૦ [ सं. ] જેને જ્ઞાન થયું છે એવું; જેને સમજાયું હોય તેવું–સમજું; જ્ઞાત; પંડિત. ( ૨ ) બુધ એકગ્રહ.

**બુદ્ધાવતાર,** પું૦ [ सं. ] વિષ્ણુના દસ અવતારમાંનો નવમો અવતાર. ( ૨ ) મૌન રહીને જે કંઈ બનતું હોય તે જોયા કરનાર.

**બુદ્ધિ,** સ્ત્રી૦ ( सं. ) વસ્તુને સમજવાની અને સમજ્યા પછી વિચાર કરી પોતાને તે માટે શું કરવા જેવું છે તેનો નિર્ણય કરવાની શક્તિ તે; વિચાર કરી પોતાને ફાવતી રીતે કામ કરવાનો નિશ્ચય કરનારી પ્રાણીની શક્તિ, સમજશક્તિ જ્ઞાન શક્તિ, મતિ; અક્કલ; સમજણ. ( ૨ ) મન; અંતઃકરણ; મનનું વલણ. ( ૩ ) વિવેક; ડહાપણ. ( ૪ ) શીખ; શિખામણ. :–મારે તારી બુદ્ધિ જોઇતી નથી. ( ૫ ) વૃત્તિ; ઇચ્છા; મન; અભિપ્રાય; વિચાર. રૂ૦ પ્ર૦ બુદ્ધિનો બારૂમો=મૂર્ખ, એવકુફ. ક્રિ૦ પ્ર૦ બુદ્ધિ ફરીજવી=અવળી મતિ થવી; અક્કલ પલટાઇ જવી. બુદ્ધિબળ=બુદ્ધિનું જોર તે. જેમાં બુદ્ધિનો ઉપયોગ કરવાથી તે ખીલે એવી રમત તે; સેતરંજ. :–બુદ્ધિ=બળની રમત. મોબાઅબુદ્ધિનું=જાડીબુદ્ધિનું કુશાગ્રબુદ્ધિનું =ઝીણી બુદ્ધિનું. બુદ્ધિપૂર્વક=જાણી જોઇને; જાણીબુજીને.

**બુદ્ધિમંત,** વિ૦ બુદ્ધિવાળું; અક્કલમંદ.

**બુદ્ધિમાન,** વિ૦ બુદ્ધિવાળું; બુદ્ધિશાળી.

**બુદ્ધિશાળી,** વિ૦ બુદ્ધિવાળું; અક્કલવાન.

**બુદ્ધિહીન,** વિ૦ બુદ્ધિવગરનું; ગમાર; મૂર્ખ.

**બુધ,** પું૦ ( सं. ) એક ગ્રહ. ( ૨ ) સાત વારમાંનો એકવાર. ( ૩ ) દેવ. ( ૪ ) ડહાપો.

**બુધવાર,** પું૦ સાત વારમાંનો ત્રીજો વાર. (૨) કંઇ નહિ. :–એ શું કરનાર છે બાપનો બુધવાર !

**બુધવારિયું,** ન૦ બુધવારને દિવસે બહાર પડતું છાપું; દર બુધવારે નિકળતું વર્તમાનપત્ર.

**બુધું,** ન૦ જાડું ડંગોરૂં, ધોકો, ધોયકણું. ઉ૦ બુધે જાર બાજરી, બુધે નાર પાધરી; બુધે ડોબું દોહવા દે, ને બુધે છૈયું છાનું રહે. ( ૨ ) જાડું અને વાંકું દેખાય એવું લાકડું; ચુનો ભાગવાનું. ( ૩ ) ચુલે ચઢતા વાસણનું બળીને કાળું પડી ગયેલું તળિયું તે. :–બુધાવાળી તપેલી બુધાવાળું ઉનામણું.

**બુન,** પું૦ એરંડીના આકારના એક જાતના દાણા; કાફી.

**બુનદાણા,** પું૦ બુન; કાફી.

**બુનિયાત,** વિ૦ [ फा. बुनियात ] કુલીન; ખાનદાન; અસલજાત; ઉચ્ચ કુળ પરંપરાનું હોય એવું; જુનું અને માનવંતું.

**બુનિયાતી,** સ્ત્રી૦ કુલીનપણું; ખાનદાની.

**બુબાસ,** ન૦ ઉનનું જાડા વણાટનું લુગડું; કામળો.

**બુબાક,** વિ૦ બુદ્ધિ અને વિવેક વગરનું; જડભરત; જાડી બુદ્ધિનું–માણસ.

**બુભુક્ષિત.** વિ૦ ( सं ) ભૂખ્યું; ભુખાળવું; ખાઉખાઉ કરનારૂં.

**બુમરાણ,** ન૦ બુમાબુમ; ઘોંઘાટ; કલાહોલ.

**બુમારો,** પું૦ બૂમ; પોકાર; હોકાર. (૨) ગપ ઉડવા; ગપારો. ( ૩ ) તોફાન; ગડબડ; સોર; ઘણાઓનો ભેગો સોર–ફરિયાદ. :–જુલમનો બુમારો તે.

**બુમાબુમ,** સ્ત્રી૦ ઉપરા ઉપરી બૂમો પડવી તે;

ઠેકઠેકાણે બૂમ પડી રહેલી તે.

**બુંબેચોઢોલ**, પું૦ મોટું ઢોલ; મોટી નોબત. બૂમ અથવા પોકાર ને બદલે લોક ભેળા કરવાને વગાડવાનું મોટું ઢોલ તે.

**બુરખો**, પું૦ ( आ. बुरकुअ ) માથાથી પગ લગી આખુંએ શરીર ઢંકાઈ રહે એવું સિવેલું ઢીલાં ડગળા વસ્ત્ર; ઉપર ઓઢવાનું વસ્ત્ર; ઉપવસ્ત્ર; ચાદર. ( ૨ ) માત્ર મોં ઢંકાય એવું મુલાયમ અને જાળીદાર કપડું કે જે સ્ત્રીઓ મોં પર નાંખે છે. અવગુંઠન. ઉ૦ બુરખાવાળી પેઠી, શરીર લાવણ્યતા ન સ્ફુટ જેની.

**બુરજ**, પું૦ ( आ. बुर्ज ) કિલ્લાના મથાળા ઉપર તોપ ગોઠવવાને માટે કાઢેલી અ-ગાસી જેવી રાવટી, કોટ ઉપર તોપના મોરચા માંડવાના ગુંબાર. ( ૨ ) હાથિણી; પુસ્તો; દિવાલને ટેકા રૂપ વધા-રાનું ચણતર તે.

**બુરજી**, વિ૦ સેતરંજની રમતમાંની એક જીત કે જેમાં ચોપટ ઉપર એકલા પ્યાદાને પાદશાહજ રહેલાં હોય :-બુરજી મહાત.

**બુરાઇ**, સ્ત્રી૦ બગાડ; અણબનાવ; શત્રુવટ; ભુંડાપણું. (૨) ખોટી-અન્યાયી રીતે વ-ર્તવું તે:-બુરાઇનાં ફળ બુરાં.

**બુરાખ**, ન૦ બાખું; કાણું; ભોક; વેહ; વિંધ. ( ૨ ) બુલાખ.

**બુરાવું**, ક્રિ૦ અ૦ પુરાવું; ભરાઈજવું.

**બુરાશ**, સ્ત્રી૦ બુરાઈ.

**બુરૂં**, ન૦ ધોયેલી ખાંડ. ( ૨ ) વિ૦ નઠારું; ખરાબ; ભુંડું, નરસું.

**બુલબુલ**, ન૦ ( फा ) મધુર અવાજે ગા-નારૂં એક નાનું પંખી. આ પંખી ગુલાબની ડાળ ઉપર બેસી બોલે છે. ઉ૦ સહવાસ મળ્યો, સુસ્વભાવ મળ્યો, રસે રસનો એકાકાર થયો, પણ પ્રીત જરા મન થીર થયું, મુજ બુલબુલ ત્યાંથી ઉડીગયું.

**બુલંદ**, વિ૦ ( फा. ) ઉંચી યોગ્યતાવાળું; પ્રૌઢ; મોટું.

**બુલાખ**, સ્ત્રી૦ ( तुर्क. बुलाक ) નાકનો વચલો પડદો. નાકના વચલા પડદામાંનો વેહ. ( ૨ ) નાકના વચલા પડદામાં પાડેલા વિંધમાં પહેરવાનું મોતી-હીરાનું એક ઘરેણું. ઉ૦ કાને મકરાકૃત કુંડળ કેરી જોડ, નાકે બુલાખ ને મુખમાં તંબોળ, ભાલણ.

**બુલુ** ન૦ ખાંડ. ( ૨ ) ગાંડનાં હગરાં; તંબુરા.

**બુસકું**, ન૦ વરસાદનું એકદમ તૂટી પડવું તે; ઝાપટું; થોડીવાર પડે પણ જોરથી એકદમ ખૂબ પાણી વરસાવે એવો વરસાદનો તરંગ -ઝપાટો તે.

**બુસટ**,ડ ન૦ દિયેરે કંકુવાળો હાથ કરી ઘેણુને ગાલે હળવો તમાચો મારવો તે; સીમંત-વાળી સ્ત્રીને થતો એક આચાર.

**બુસટિયો**, પું૦ બુસટ મારનારો તે; ઘેણુનો દિયેર.

**બુસું**, વિ૦ જાડબુદ્ધિનું; અરસિક; નાગ-રિક રીતભાતથી અજાણ તે. (૨) શોખ-કોડ વગરનું; જડ. :-બુસો=જડભરથ.

**બુહારવું**, ક્રિ૦ સ૦ વાળવું; ઝાડવું; બોરવું.

**બુટ**, પું૦ અવડ કુવો; બોખ જેવો ઉંડો ખાડો.

**બુંઠ**, વિ૦ કમઅકલ, અચંચળ; અજ્ઞાન; ઝટ શીખે કે સમજે નહિ એવું; જાડબુદ્ધિનું.

**બુંદ**, ન૦ [ सं बिन्दु ] ટીપું; ફોરું; ટપકું. ( ૨ ) પ્રવાહીનો છાંટો. ( ૩ ) કોઠી; તેનાં બી.

**બુંધી**, વિ૦ ઓછી અકલ; કમ સમજનું; ઝટ શીખે સમજે નહિ એવું; અચંચળ; અ-સાવધાન.

**બુંધું**. ન૦ જાડો ડંગોરો; સોયકાણું; જાડી ઠુંઠી લાકડી. ( ૨ ) વાસણનું બળેલું તળિયું; ધૂણી ને કાંટ વગેરેથી કાળું પડીગયેલું વાસણનું તળું તે.

**બુંબારવ**, પું૦ ધુમાધુમ થઇ રહેવી તે. કોલાહોલ; ધુમરાણ; સોર બકોર.

**બુંભિયો**, પું૦ ધુમિયો; મોટા અવાજવાળો ધુમૈયો ઢોલ.

**બૂક**, પું૦ ફાકો; ગ્રાસ; કોળિયો. ( ૨ ) અં. ચોપડી; કિતાબ.

**બુચ**, પું૦ ડાટો; કુપીના મોંપર દાબવાનો ડુચો; શીશીનું લાકડાનું ઢાંકણ.

**બૂજ**, સ્ત્રી૦ તુલના; કદર; ગુણજ્ઞતા. ( ૨ ) સમજ; પરીક્ષા.

**બૂટ**, સ્ત્રી૦ કાનની લાળી. ( ૨ ) અ. ચાંચ વગરનો વિલાયતી જોડો. ક્રિ૦ પ્ર૦ બુટ પકડવી=કબુલ કરવું.

**બૂન**, પું૦ વાલ અથવા એરંડી જેવાં એક જાતનાં બી, કોફી, એને શેકી દળીને કવાથ કરી પિવાય છે.

**બૂમ**, સ્ત્રી૦ મોટા ઘાંટે પોકારવું; ઘોંટો; બરાડો, રાડ, પોકાર. ( ૨ ) લોક વાયકા; અફવા, કિંવદંતી. ( ૩ ) ફરિયાદ. કોણ બૂમ સાંભળે છે? બૂમ પાડવી=બોલાવવું. ફરિયાદ કરવી; પીડા પોકરાવવી. બૂમભેગો ચીચિયો=ભેગાભેગી સાધવું.

**બૃહત્**, વિ૦ [ સં ] મોટું કદાવર, સ્થૂલ; વિશાળ.

**બૃહસ્પતિ**, પું૦ દેવ લોકના ગુરુ; મોટા પ્રતિભાશાળી વિદ્વાન. ( ૨ ) સૂર્યમાળામાંનો એક ગ્રહ.

**બૃહસ્પતિવાર**, પું૦ ગુરુવાર.

**બે**, વિ૦ એક ને એક તે; ૨. ( ૨ ) અ૦ નહિ; ગેર; કમ; ખરાબ; એ અર્થનો ફારસી ઉપસર્ગ. બેઅદબી. બેઆબરૂ. ( ૩ ) રે, અરે, ઉત્તેજક ઉદ્ગાર:—માર બે માર.

**બેઅક્કલ**, વિ૦ કમ અક્કલ, બુદ્ધિહીન; સમજ વગરનું; અજ્ઞાન, મૂર્ખ; અણસમજુ.

**બેઅદબ**, વિ૦ અવિવેકી; નિર્લજ; અસભ્ય; અમર્યાદ.

**બેઅદબી**, સ્ત્રી૦ અદબ નહિ રાખવી તે; નિર્લજપણું; બેશરમપણું; અસભ્યતા.

**બેઅસર**, વિ૦ નહિ ગુણ કરે એવું; ગુણ વગરનું; જે દવામાંથી તેનો ગુણ—અસર કરવાપણું જતું રહેલું હોય તે. ( ૨ ) લાગણી વગરનું; કઠોર; નિર્દય.

**બેઆની**, સ્ત્રી૦ બે આનાનો ચલણી સિક્કો.

**બેઆબરૂ**, વિ૦ આબરૂ વગરનું: જેની આબરૂ જતી રહી હોય એવું. ( ૨ ) ના૦ ફજેતી. (૩) અપમાન; અપકીર્તિ; અપ્રતિષ્ઠા.

**બેઆરામ**, વિ૦ માંદું; અતંદુરસ્ત; જેના મન તથા શરીરને આરામ ના હોય એવું; ચિંતાતુર.

**બેઇતબાર**, વિ૦ જેનો વિશ્વાસ પડે નહિ એવું; નહિ વિશ્વાસ રાખવા લાયક.

**બેઇતબારી**, સ્ત્રી૦ અવિશ્વાસ; ભરોંસો નહિ તે.

**બેઇનસાફ**, પું૦ અન્યાય; ઇનસાફ નહિ તે; નહિ યોગ્ય—રાસ્ત તે.

**બેઇનસાફી**, સ્ત્રી૦ અન્યાય. ( ૨ ) વિ૦ અન્યાયી; નહિ વાજબી; ગેરકાયદે હોય એવું.

**બેઇમાન**, વિ૦ વિશ્વાસઘાતી; કૃતઘ્ની; નિમકહરામ. (૨) અપ્રમાણિક. ( ૩ ) આસ્થા રહિત; બોલ્યું ન પાળે એવું.

**બેઇમાની**, સ્ત્રી૦ અપ્રમાણિકતા; બોલ્યું નહિ પાળવાપણું તે; વિશ્વાસઘાત. ( ૨ ) અનાસ્થા. બોલ્યું નહિ પાળનાર, નેકીએ ચાલે નહિ એવું.

**બેઉ**, વિ૦ બન્ને; બન્નો; ઉભય.

**બેઉમેદ**, વિ૦ નાઉમેદ.

**બેઉમેદી**, સ્ત્રી૦ નાઉમેદી.

**બેકદર**, વિ૦ કદર વગરનું; અગુણજ્ઞ; બુજ વગરનું.

**બેકરાર**, વિ૦ બેઆરામ; બેચેન; કરાર ન હોય એવું; અગ્ર.

**બેકરારી,** સ્ત્રી૦ કરાર નહિ હોવાપણું; વ્યગ્રતા.

**બેકવું,** ક્રિ૦ અ૦ બહેકવું; સુગંધ ફેલાવી; સુગંધનું ઉડવું—પ્રસરવું તે; મઘમઘવું; પ્રીમરવું; સોડવું; મ્હેકવું; ( ૨ ) ફાટવું; છકીજવું; લાડમાં માનમાં અને ધન વગેરેના અભિમાનમાં ઉદ્ધત—બેતમા બેમર્યાદ થઇજવું.

**બેકાટ,** પું૦ બેકેલાપણું; છાક; તોર; અભિમાનથી ઉત્પન્ન થયેલો બેતમાપણાનો જોસ તે.

**બેકાયદે,** અ૦ ગેરકાયદે; ગેરવાજબી રીતે; સ્થિરતાથી ઉલટી રીતે નિયમ કે કશા ધોરણ વગર એમ; કાયદાસર રીતે નહિ એમ.

**બેકાર,** વિ૦ ઉદ્યમ રહિત; નવરું; ધંધારોજગારનું. ( ૨ ) ખાલી; અમસ્તુ.

**બેકાવવું,** ક્રિ૦ સ૦ બેકે એમ કરવું; ફટાડવું; છકાવવું; અતિશે લાડથી વંઠી જાય એમ કરવું; વંઠાડવું.

**બેકાળજી** સ્ત્રી૦ નહિ કાળજી રાખવી તે; બેતમા બેદરકારી; નહિ ધ્યાન—લક્ષરાખવું.

**બેકી,** સ્ત્રી૦ બેની જોડી તે; બેગણું—જોડ. ( ૨ ) બેએ ભાગતાં શેષ રહે નહિ એવી સંખ્યા તેઃ—ચાર, છ, આઠ, દશ બેકીની રકમો કહેવાયછે. બેકી=બેકીમાં એકી વધવા તરીકે. ક્રિ૦ પ્ર૦ બેકીજવું =હગવાજવું; મળ મૂત્ર બન્ને ક્રિયાઓ કરવા જવું તે.

**બેકેદ,** વિ૦ કેદ નહિ તે; છુટું; બંધનરહિત; સ્વતંત્ર. ( ૨ ) અમર્યાદ; ઉદ્ધત.

**બેકેલું,** વિ૦ ફાટેલું; વંઠીગયેલું.

**બેખબર,** વિ૦ જેને કંઈ માહિતગારી ન હોય તેવું; અજાણ્યું; અજાણ; અણવાકેફ. વિ૦ મુસલમાનોમાં વપરાતું માનનું વિશેષણ; ઉપનામ. :—મહમદ બેગ.

**બેગડ,** વિ૦ કસ્તુંબનું રંગેલું પતરું.

**બેગમ,** સ્ત્રી૦ મોટા દરજ્જાની મુસલમાન સ્ત્રી; અમીરની સ્ત્રી, શાહજાદી. ( ૨ ) રાણી.

**બેગરજ,** વિ૦ ગરજ વગરનું; બેતમા; બેદરકાર; જેને જરૂર હોય નહિ એવું.

**બેગરજાઉ,** વિ૦ જેને ગરજ હોય નહિ એવું; નહિ ગરજવાળું; બેતમા.

**બેગાર,** પું૦ વેઠ; પૈસા આપ્યા વગર મજુરી કરાવવી તે; મફત મહેનત કરવી તે. ( ૨ ) મજુરી; હેલ; મહેનત કર્યાનું લવાજમ. ( ૩ ) ભીખ.

**બેગારી,** પું૦ મજુર; હેલકરી; વૈતરો, ભાર વહેનાર. ( ૨ ) ભિખારી.

**બેગુના,** વિ૦ [ फा. ] બેતકસીર; નિર્દોષ; નિરપરાધી.

**બેઘાઘંટુ,** વિ૦ આમે નહિ અને તેમે નહિ એવું; મિશ્ર; ખરુંએ ખરું ને ખોટુંએ ખરું એવું; ન સમજાય એવું; એક ઘાટમાં—સ્વરૂપમાં નહિ એવું, બેસુરું, બેતાલ.

**બેચારેક,** વિ૦ બે અથવા ચાર તે; બેને ચાર વચ્ચેમાંની એકાદ સંખ્યા તે. ( ૨ ) થોડું. ઉ૦ જુવંતી જળ ભરવા ગઈ, ઘડી બેચારેક ત્યાં થઇ.

**બેચેન,** વિ૦ ચેન—આરામ નહિ તેવું, ખુશીમાં નહિ એવું; અસ્વસ્થ; અશાંત. ( ૨ ) માંદું; અનારોગ્ય. ( ૩ ) આનંદ કે હમેશની ખુશાલીમાં નહિ એવું; સચિંત; ફિકરમંદ.

**બેચેની,** સ્ત્રી૦ અશાંતિ; અસ્વસ્થતા. શરીરની પીડાથી અથવા મનમાં થતા વિચારોથી ઉત્પન્ન થયેલી અસ્વસ્થ હાલત તે. ફિકર; ચિંતા; વ્યાકુળતા; આકળામણ.

**બેજા,** વિ૦ ( फा. बेजा ) બેજાર; હેરાન; વ્યાકુળ.

**બેજાજ,** વિ૦ ગભરાયેલું; આકળાયેલું. ( ૨ ) પાયમાલ થઇ ગયેલું હોય તેવું; કાયર.

**બેજાર,** વિ૦ (फा. बेजार) કંટાળેલું; અસર થઇ ગયેલું; અકળાયેલું; હેરાન.

**બેજીવ,** વિ૦ બેજીવવાળી; ગર્ભવંતી; ભારે વાઇ. (૨) ઉચ્ચા મનવાળું; જીવ ઉઠી ગયેલો હોય એવું; અણમનું.

**બેજીવવાળી,** વિ૦ ગર્ભવંતી.

**બેજીવસોતી,** વિ૦ ગર્ભવંતી; ભારેવાઇ.

**બેટ,** પું૦ જેની ચારે બાજુએ પાણી હોય એવી જમીન; દ્વીપ.

**બેટાજી,** પું૦ બચ્ચાજી; રીસ-ક્રોધમાં સામા માણસને મારતાં, એ રીતે હુંકારાય છે. બેટમજી.

**બેટાબેટી,** ન૦ બેટા અને બેટીઓ વગેરે તે; છોકરાંછૈયાં; છોકરાછોકરીઓ. ઉ૦ સો છાબેલા શોભિતા, બેટાબેટી ઘેટીના. નવલરામ.

**બેટી,** સ્ત્રી૦ પુત્રી; છોકરી; દીકરી.

**બેટીજી,** સ્ત્રી૦ મોટા માણસની—આચાર્યની પુત્રી તે; લાડકી—માનિતી દીકરી તે.

**બેટો,** પું૦ દીકરો; છૈયો; પુત્ર; છોકરો.

**બેઠક,** સ્ત્રી૦ બેસવાની જગા; આસન. (૨) બેસવું તે; વાતચીત કરવા—ગમત માટે બેસવું તે. :—એની ત્યાં બેઠક છે. (૩) જેટલી વાર બેસી રહેવું પડે તેટલો વખત તે; બેસીને હાજરી આપવી પડે એવો કાળ. :—ચાર કલાકની બેઠક છે. (૪) ઘણા જણનું એકઠા થઇને બેસવું—મળવું તે; મંડળી; સભા; પરિષદ; મિજલસ.:—એકાદ જલસાની બેઠક કરો. (૫) નાચ—મુજરાનું ઠેકાણું; મંડળી; મિજલસ કે નાચ જમાવટ તે. (૬) પાટલો; ખુરસી; માંચી; ગાદી, વગેરે બેસવાનું જે કંઇ સાધન તે. (૭) તળું; પાયો; જેની ઉપર મોટો ઘાટ ઉભો હોય તે; બેસણી. (૮) તાલીમની એક કસરત.

**બેઠાખાઉ,** વિ૦ ધંધો રોજગાર નહિ કરતાં બેઠે બેઠે ખાવાની જેને ટેવ—આદત પડી હોય તે; નિરુદ્યમી; બેકાર; ઉદ્યોગ કર્યા વગર ખાનારૂં; ખાય પણ કંઇ કામકાજ કરે નહિ એવું; આળસુ. ખાવું ને કશી હિલચાલ નહિ કરતાં માત્ર બેસી રહેવું તે. :—નોકરી છોડ્યા પછી તે બેઠાખાઉ થઈ ગયો છે.

**બેઠાબેઠ,** સ્ત્રી૦ ઉદ્યમ નહિ કરતાં માત્ર બેસી જ રહેવું તે; બિનરોજગારી હાલત તે; ધંધો રોજગાર કરવો નહિ અને ખાલી બેઠે બેઠે ખાધા કરવું એવી જે આળસુ —નિરૂદ્યમી સ્થિતિ—હાલત તે. (૨) અ૦ બેઠાને બેઠાજ રહેવું તે; જેમ હોય તેમજ; એમને એમ. :—એ ખાતું હવે બેઠાબેઠ રાખજો.

**બેઠીબાંધણીનું,** વિ૦ નીચા પણ દૃઢ બંધારણવાળું; નીચી ઘાટદાર બાંધણીનું. (૨) મજબુત; દૃઢ; નાગે—ઉથલાઇ પડે એવું.

**બેઠું,** વિ૦ બેઠેલું; નીચા ઘાટનું; નહિ ઉંચું. (૨) ઉઠાવવું પડે નહિ એવું; બેઠેબેઠે થઇ રહે એવું :-બેઠો ભાત મૂકી દેજો. (૩) કામ કર્યા વગર—બેઠે બેઠે મળે એવું. :—તે બેઠો પગાર ખાય છે. (૪) ઠંડું; ટાઢું; શાંત; નહિ આકરૂં. (૫) નહિ ઉછળતું; ધીરૂં પણ ચાલુ એક સરખું. :—બેઠું પાણી વહે છે. બેઠું ખાતું=ઠામ ખાતું. ક્રિ૦ પ્ર૦ બેઠા થવું =સાજા થવું; ફરીને સતેજ થવું.— બેઠાની ડાળ કાપવી=પાગઠું તોડી નાખવું. બેઠાંબેઠાં=નિરાંતે; અવકાશે.

**બેઠેલ,** વિ૦ બેઠેલું; બેઠું; નહિ ઉભું અથવા ઉંચું એવું. (૨) દબાયેલું; ગાળો પડેલો હોય એવું. (૩) પડી રહ્યાથી બગડેલું—ચોટેલું. :—આ તાકો બેઠેલો છે.

**બેક,** સ્ત્રી૦ બેળ; ચુલાની બે બાજુમાંની એક તે.

**બેડકું,** ન૦ આંગળાના દરેક સાંધા વચ્ચેનો અક્કેકો કકડો—ભાગ તે; પેર. (૨)

આંબલીના કાતરામાંનો દરેક કચુકાવાળો ભાગ તે.

**બેડશી,** સ્ત્રી૦ પતરાજ; બેડસાઈ.

**બડસાઈ,** સ્ત્રી૦ પોતાનાં પરાક્રમ ગાવાં તે; હું આવો તેવો અને મેં આવું તેવું કરેલું, એ રીતે પોતાનાં બણુગાં ફૂંકવાં તે; ફુલ, બડાઈ; પતરાજી.

**બેડિયું,** ન૦ બેડો; આંબેથી અદ્ધર કેરી તોડી–વેડી લેવાની જાળીદાર ઝોળી. ( ૨ ) બતરીસ મણનો જથો; બતરીસ મણ તોલે હોય તેટલું તેઃ–બે બેડિયાં બાજરી ઘરમાં રાખજે. ( ૩ ) બે બળદ ખેંચી શકે એટલા વજનનું ગાડું.

**બેડી,** સ્ત્રી૦ બેઉ હાથ કે પગ સજડ જકડાઈ રહે એવો ધાતુનો કડા જેવો ઘાટ; જંજીર; (૨) પાશ; બંધન. ( ૩ ) બે આંગળાંએ પહેરાય એવી વિંટી–વેલ્લો તે; એક ઘરેણું. ( ૪ ) અડચણ; અટકાવ; આડખીલીઃ–મને તો ડોસાની બેડી છે નહિ તો હમણાં વિલાયત જાઉં.

**બેડું.** ન૦ ગાગર ને ઘડાની દેરડી–ઉતરડ; હાંડો ને માણિયો ઉપરાઉપરિ મૂકયા હોય તે; ઘડા ગાગરની જોડ તે. ઉ૦ બેડું લઈને ગઈ જળ કાજે. ( ૨ ) બહેડું; એક ફળ; ત્રિફળામાંની એક ઓષધિ, હરડાં, બેડાં ને આંબળાં.

**બેડો,** પું૦ ઝહાજ; વહાણ. ઉ૦ બેડો ભાઈ બુડતો તારોરે, અંબે આઈ! પાર ઉતારોરે. (૨) ટુકડી; ટોળું; જથોઃ–આંબાનો બેડો. (૩) ધારેલો અર્થ; મુદ્દાની વાતઃ–બેડો પાર. પાદશાહની મુલાકાતનું કામ મુશ્કેલ છે બીજું નહિ, મુલાકાત થઈ એટલે તો જાણો કે બેડો પાર.

**બેડાલી,** સ્ત્રી૦ જેને બેડોલ–સઢ હોય એવું વહાણ.

**બેડોળ,** વિ૦ ડોળ વગરનું; જેનો ઘાટ સારો–જોઈએ તેવો હોય નહિ એવું; કદરૂપું; બદશીકલ.

**બેઢબ,** વિ૦ ઢબ વગરનું રીતસરનું નહિ એવું; અમુક ધોરણ–પદ્ધતિ વગરનું. ( ૨ ) અમર્યાદ; બેઅદબ; તરેહવાર. ( ૩ ) બેફાયદે.

**બેઢંગ,** વિ૦ ઢંગ વગરનું.

**બેઢંગું,** વિ૦ જેમાં કંઇ ધોરણ કે ઢબ ન હોય એવું; તરેહવાર; અવ્યવસ્થિત; એકકે ઘાટમાં–રૂપમાં ન હોય એવું. ( ૨ ) ઠેકાણા–નિશ્ચય વગરનું.

**બેઢાચઢ,** વિ૦ બેડા–ઢા જેવા ઉપર ઉપર જતાં નાના નાના થતા જતા ઘાટનું. (૨) ઉપર ઉપરથી ઉતરતું જાય એવુંઃ–જગન્નાથજીની હાંડી બેઢાચઢ ઉપર ઉપરથી સીઝતી જાય છે. ( ૩ ) નીચે મોટું ને ઉપર નાનું એવુંઃ–બેઢાચઢ.

**બેઢાળિયું,** વિ૦ જેને બન્ને બાજુએ ઢાળ હોય એવુંઃ–બેઢાળિયું છાપરું.

**બેઢું,** ન૦ બેડું: બહેડું.

**બેત,** સ્ત્રી૦ ( फा. ) મનસુબો; વિચાર. (૨) યુકિત; કળ; તજવીજ. ( ૩ ) દોહરાના જેવું બે ટુકનું ફારસી પદ્ય. ( ૪ ) નેતર.

**બેતકસીર,** વિ૦ બેગુના; નિર્દોષ; નહિ અપરાધી.

**બેતમા,** વિ૦ (फा.) તમા વગરનું; કશાની દરકાર–કાળજી રાખે નહિ એવું; નિઃસ્પૃહી.

**બેતર,** અ૦ બહેતર, વધારે સારૂં; ખાસું;

**બેતરફી,** વિ૦ બન્ને તરફનું. ( ૨ ) ના૦ બરતરફ કરવું તે; ઉઠાડી–કાઢી મુકવું તે.

**બેતાલ,** વિ૦ તાલ વગરનું; પ્રસંગ–બરોબર જોગ હોય નહિ એવું; ગોઠવણ વગરનું; લાગ ન હોય એવું. ( ૨ ) બેતાગ; અનંત; પુષ્કળ; ખૂબ; અતિશય. ( ૩ ) વહી–વંઠી ગયેલું; હાથથી ગયેલું.

**બેતાળીસ,** વિ૦ ચાળીસ ને બે; ૪૨.

**બેતાળાં,** ન૦ ચાળીસ બેતાળીસ વર્ષની ઉમ્મરે આંખે ઝાંખ આવે છે તે; અંધારાં.

**બેતાળું,** વ૦ બેતાળીસ શેરનો મણ એ ધોરણના તોલનું.

**બેદરકાર,** વિ૦ દરકારવગરનું; બેકાળજી; બેતમા.

**બેદરકારી,** સ્ત્રી૦ બેતમાપણું; કાળજી નહિ રાખવાપણું.

**બેદરદી,** વિ૦ રોગી નહોય તેવું; નહિ દરદી તે; અરસિક.

**બેદસ્તુર,** વિ૦ ધારા રિવાજથી ઉલટું; નહિ નિયમસર એવું.

**બેદાણા,** પું૦ ( फा. ) એક જાતની ઓષધિ.

**બેદાદ,** વિ૦ દાદ-ફરિયાદ સંભળાતી ન હોય એવું; જેની ફરિયાદ સાંભળવામાં આવતી ન હોય એવું; અંધેર.

**બેદાદી,** સ્ત્રી૦ દાદ-ફરિયાદ પ્રતિ જે બેદરકારી તે; દાદ સંભાળાય નહિ એવી જે સ્થિતિ તે; અંધેર; અવ્યવસ્થા.

**બેદાંલકડી,** સ્ત્રી૦ એક જાતની ઓષધિ.

**બેદિલ,** વિ૦ મન નહિ હોવું તે; દિલ ઉઠી ગયું હોય તેવું; દિલગીર; નાખુશ.

**બેદિલી,** સ્ત્રી૦ દિલગીરી; નાખુશી; નહિ મન હોવાપણું તે.

**બેદું,** ન૦ ધંડું.

**બેધડક,** અ૦ છાતી ધડકે નહિ એમ; નિર્ભય રીતે; નીડરપણે; કોઇ તરફની ફિકર રાખ્યા વગર; બિનધાસ્તી. ( ૨ ) જાહેરમાં જુસ્સાભેર ( બોલવું તે. ) ભય રાખ્યા વગર ખુલ્લું જાહેરમાં-હિમ્મતથી ( કહેવું-કરવું તે. )

**બેધારૂં,** વિ૦ બે તરફ ધારવાળું:-બે ધારી તરવાર. ( ૨ ) બેતંતુ-બે તારવાળું:-બે ધારી લાબસી. ( ૩ ) એકજ તરફનું નહિ એવું, ગોળગોળ; બેઉ અર્થ થાય એવું-:-બેધારૂં બોલે છે; અનિશ્ચિત.

**બેન,** સ્ત્રી૦ ( सं. भगिनी ) એક માબાપનાંજ છોકરાંમાંની દરેક છોકરી તે; કાકા મામા માસી, ફોઈ, અને કુટુંબની છોકરી તે.

**બેનડ,** સ્ત્રી૦ બેન; બહેન.

**બેનડી,** સ્ત્રી૦ બેન; બહેડી કવિતામાં અને લાડમાં વપરાય છે.

**બેનપણી,** સ્ત્રી૦ સાહેલી; સૈયર; સજની; સખી. ઉ૦ સુણ બેનપણી કહું આજ, વીતી જે જે વેદના. ભા. ના.

**બેનપણું,** ન૦ બેનહોવાપણું. ( ૨ ) સ્ત્રીઓ સ્ત્રીઓમાં દોસ્તી તે; સ્ત્રીને બીજી સ્ત્રીસાથે મિત્રતા તે.

**બેનસીબ,** વિ૦ અભાગિયું; નસીબ વગરનું; ફૂટેલા કર્મનું.

**બેનસીબી,** સ્ત્રી૦ દુર્ભાગ્ય, નસીબ નહિ હોવું તે.

**બેની,** સ્ત્રી૦ બેન; બહેન. (૨) સખી; સજની. ઉ૦ બેનીરે તમે ભાવ થકી ભણજો.

**બેપગું,** વિ૦ બે પગવાળું તે; પંખી, માણસ. ઉ૦ ચારપગાંની જાત આ, જોડી બે પગાં માટે, સારૂં, સમજે તો સાર નવલ કહે, નહિ તો હસવું તો વારૂં.

**બેપરવા,** વિ૦ બેદરકાર; બેકાળજી જેને કોઇની પરવા ન હોય એવું; સ્વતંત્ર.

**બેપરવાઈ,** સ્ત્રી૦ પરવા નહિ રાખવી તે; બેદરકારી; નિસ્પૃહીપણું; ગાફીલપણું.

**બેફાક,** અ૦ છેક ઉઘાડું; ખુલ્લું; ભુંડું બોલવું તે.

**બેફાટ,** અ૦ ઉઘાડે છોક; બેશરમપણે; નિરંકુશ રીતે; બેમર્યાદ-ઉઘાડું એમ.

**બેફામ,** વિ૦ બેફેમ; લક્ષ-ધ્યાન રહિત; સંજ્ઞા-સમજ રહિત. (૨) યાદ-સ્મરણ ન રહેલું હોય એવું; બેભાન; સુનું.

**બેફિકર,** વિ૦ ફિકર વગરનું; નફિકરું; નચિંત.

**બેફિકરૂં,** વિ૦ બેફિકર; નચિંત; કાળજી વગરનું.

**બેબનાવ,** પું૦ અણબનાવ; મેળ નહિ હોવો તે; બનાવ-એકમનપણું નહિ હોવું તે; બનતું હોય નહિ એવું તે.

**બેબાક,** વિ૰ ( ફા. ) કરજ બાકી ન રહ્યું હોય તેવું; ભય રહિત. (૨) પુરૂં; પૂર્ણ.
**બેબાકળું,** વિ૰ બહેબાકળું; બાવરૂં; ગાભરૂં; હફડફડાયેલી ને ગભરાયેલી હાલતનું.
**બેબાપનું,** વિ૰ નહિ ઔરસ એવું; છિનાળનું; વ્યભિચારથી ઉત્પન્ન થયેલું.
**બેબુનિયાત,** વિ૰ નીચ કુળમનું; હરામજાદું. ( ૨ ) ઉત્તમ કુળ પરંપરાનું નહિ એવું; નીચું; હલકી જાતનું; નહિ ખાનદાન કુટુંબનું એવું.
**બેબોલું,** વિ૰ બોલીને ફરી જાય એવું; જેના બોલવા ઉપર વિશ્વાસ રહે નહિ એવું; ફેરવી તોળે એવું.
**બેભત્થું,** વિ૰ સેળભેળવાળું; જેમાં એકથી વધારે વસ્તુઓનું મિશ્રણ હોય એવું; બે જાતનું; બેતરેહનું.
**બેભાન,** વિ૰ ભાન વગરનું; બેશુદ્ધ; બેહોશ; સંજ્ઞારહિત; ભાનવગરનું.
**બેમના,** વિ૰ બેમનવાળું; આમ ને તેમ ઢળી પડતા મનનું. ( ૨ ) ઉદાસ; દિલગીર;એક મન નહિ એવું; નારાજ.
**બેમર્યાદ,** વિ૰ બેશરમ; નિર્લજ્જ, મર્યાદા વગરનું.
**બેમાલમ,** વિ૰ ગુપ્ત; છુપું; અજ્ઞાત. (૨) માલમ પડે નહિ એવું તે; બેમાલમ ચાલી ગયો. ( ૩ ) ખબર ન હોય તેમ; અજાણતાં; માહિતીમાં હોય નહિ એવી રીતનું.
**બેમુનાસબ,** વિ૰ અયોગ્ય; અઘટિત.
**બેમુરવત,** વિ૰ નિર્ગુણી; અગુણજ્ઞ; મુરવત વગરનું.
**બેર,** પું૰ બહેર; બધિરતા. (૨) સંજ્ઞાનાશ. :—હાથ બેર મારી ગયો છે.
**બેરખ,** અ૰ વારંવાર; હરગીજ; હમેશ સદા.
**બેરખી,** સ્ત્રી૰ સ્ત્રીઓને ડાબે હાથે કોણી ઉપર પહેરવાનું ઘરેણું.
**બેરખો,** પું૰ તુલસી કે રૂદ્રાક્ષના મોટા મણકાની કાંડે ભરવી શકાય એવી નાની માળા.
**બેરડાઇ,** સ્ત્રી૰ હઠીલાઇ; ખંધાઇ; અભિમાન —સ્વમાનમાં અક્કડ રહેવું તે.
**બેરડું,** વિ૰ હઠીલું; ખંધું.
**બેરત,** સ્ત્રી૰ કઋતુ; યોગ્ય સમય નહિ તે. ( ૨ ) વિ૰ કમોસમ; અકાલિક.
**બેરંગ,** વિ૰ મિશ્ર રંગનું; રંગ ઉડી ગયો—ઉપડાઈ ગયેલો હોય એવું; નઠારા રંગનું. ( ૨ ) બેતાલ; બેમિસાલ.
**બેરંગી,** વિ૰ બેરંગું, એક સરખા સુરેખ રંગનું નહિ એવું; બગડી ગયેલા રંગનું. ( ૨ ) આમ તેમ જેવો વખત હોય તેવે રૂપે થઇ જાય એવું; કઢંગું; અનિશ્ચિત મનનું; એકધારૂં રહે નહિ એવું; તરેહવાર.
**બેરંજો,** પું૰ એક ઓષધિ.
**બેરાગી,** વિ૰ બેરંગી, આમ તેમ બન્ને બાજુએ ફરે એવું; અનિશ્ચિત મનનું. ( ૨ ) પું૰ વેરાગી; સાધુ—સંત, ત્યાગી.
**બેરિયું,** ન૰ એક જાતનું પંખી. એને માથે કલગી હોય છે.
**બેરીજ,** સ્ત્રી૰ સરવાળાની રકમ; સરવાળો તે.
**બેરૂં,** વિ૰ બહેરૂં, બધિર; કાને સાંભળી શકે નહિ એવું.
**બેરોજગાર,** વિ૰ રોજગાર વગરનું; બેકાર.
**બેરોજગારી,** સ્ત્રી૰ નવરાઇ; કામકાજ—ધંધો રોજગાર ન હોય એવી હાલત તે; અનુદ્યોગિતા; બેકારપણું.
**બેલ,** પું૰ [ સં. બલિવર્દ ] બળદ.
**બેલ,** સ્ત્રી૰ બે જણની જોડી તે; અન્યોન્ય સહાય કરનારમાંનું એક તે; જોડિયું; સાથી; બેલડી; જોડ. ઉ૰ સમુદ્રવલયાભૂ ને દેવયાનિની બેલમાં. ( ૨ ) ગાનારીને મંડળીમાંના ગૃહસ્થોએ જે કંઇ ભેટ દાખલ આપવું તે; ભેટ; શાબાશીનું પરિતોષિક; ગોક.
**બેલડી,** સ્ત્રી૰ બેલ; જોડ; સાથી; મદદગાર; હાથ પકડનાર. ઉ૰ દેરાણી જેઠાણીના

